


# શાહનામું

મીનોચેહરના રાજ્યની શરૂઆત સુધી.

કર્તા

એરવદ જીવનજી જમશેદજી મોદી બા. એ.

To
Prof. Jackson
With the best wishes of the author

7th. April 1911

# શાહનામું

મીનોચેહેરના રાજ્યની શરૂઆત સુધી.

અવસ્તા, પેહેલવી અને બીજાં ફારસી પુસ્તકોના

વર્ણન સાથે

---

કર્ત્તા

એરવદ જીવનજી જમશેદજી મોદી બી. એ.

---

મુંબઈ

ડાયમંડ પ્રીંટીંગ પ્રેસ, ૮૦ હાર્નબી રો, મધે છાપ્યું છે.

૧૯૦૪.

Firdausi

Oct 11 1909

# SHÂH-NÂMEH.

Translated into Gujarati from Firdousi, from the Commencement up to the reign of King Minocheher, with an appendix containing an account of the kings, according to the Avesta Pahlavi and other Persian books.

BY

JIVANJI JAMSHEDJI MODI B. A.

1904

## આજ લખનારનાં બીજાં પુસ્તકો.

## BY THE SAME AUTHOR.

The Religious System of the Parsees.

Wine among the Ancient Persians.

Astõ-dàn.

The River Kàrun.

The Game of Ball-Bat among the Ancient Persians, as described in the Epic of Firdousi.

The Funeral Ceremonies of the Parsees, their Origin and Explanation.

Dante and Virâf, and Gârdis and Kâus.

The Persian Mâr-Nâmeh, or The Book for the taking of Omens from Snakes.

The Bas Relief of Behrâm Gour and the Horse in Ancient Iran.

Cucullin and Conlokh, and Rustam and Sohrâb.

Charms or Amulets and a few Ancient Beliefs about the Eclipse.

Cashmere and the Ancient Persians and the Indian Game of Chess.

The Antiquity of Avestâ.

The Belief about the Future of the Soul among the Ancient Egyptians and Irânians.

Marriage Customs among the Parsees, their comparison with similar customs of other nations.

Aryâdgâr-i-Zarirân, Shatrôihâ-i-Airân, va Afdya va Sahigîya-i-Seistan ( The Memoir of Zarir, Cities of Irân and the Wonders and Marvels of Seistân).

Impressions d'un Parsi sur la Ville de Paris.

La Ceremonie du Naôjote parmi les Parsis.

Jâmâspi. Pahlavi text with translations into English and Gujarati.

Two Avesta Amulets.

The Ancient Name of Sanjân.

An untranslated chapter of the Bundehesh.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana.

ગુજરાતી. *In Gujarati.*

વાયુચક્ર શાસ્ત્ર. Meteorology.

જમશેદ, હોમ અને આતશ. Jamshed, Hom and Fire.

અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી, ભૂગોળ અને એકરાર નામું. The Social Life, Geography and Articles of Faith of Avesta times.

અનાહીત અને ફ્રોહર. Anâhita and Farôhar.

ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું. Immortality of the Soul.

મેહેર અને જશને મેહેરંગાન. Mîthra and the Feast of Mithras.

અવસ્તાનાં વિશેષ નામોની ફરહંગ. A Dictionary of Avestic Proper Names.

ઈરાની વિષયો. Irânian Essays, Part I.

મોત ઉપર વાએજ. A Sermon on Death.

શાહનામું અને ફીરદોશી. Shâhnâmeh and Firdousi.

જ્ઞાન પ્રસારક વિષયો. Lectures before the Dnyân Prasârak Society.

ઇરાની વિષયો ભાગ બીજો. Irânian Essays, Part II.

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો

Sermons and Lectures on Zoroastrian subjects.

ઇરાની વિષયો ભાગ ત્રીજો (Iranian Essays, Part III.)

બુનદેહેશ.

મરહુમ

# એરવદ તેહેમુરસ દીનશા અંકલેશરીઆની

પવિત્ર યાદને

આ પુસ્તક માન અને ઉપકારની એક એંધાની તરીકે

અર્પણ કર્યું છે

DEDICATED

TO

THE SECRED MEMORY

OF

THE LATE

MR. TEHMURAS DINSHAW ANKLESARIA.

# દિબાચો.

આ પુસ્તકમાં શાહનામાનો તરજુમો ઓલેઓલ કર્યોછે. એ તરજુમા માટે ટેક્ષ્ટ મુખ્ય કરી મો. મોહલના પારીસમાં પ્રગટ થયલા શાહનામાનો લીધોછે. જ્યાં જરૂર દિસીછે ત્યાં મેકનના કલકત્તા એડીશનની કોઇક સતરોનો તરજુમો વધારવામાં આવ્યોછે છેવટે વધારા તરીકે અવસ્તા, પેહેલવી અને બીજાં ફારસી પુસ્તકોમાં અને માસુદી, તબરી, મીરખોન્દ વિગેરે મુસલમાન લખનારાઓનાં પુસ્તકોમાં ગયોમર્દથી ફરીદુન સુધીના પાદશાહોની જે હકીકતો મળીછે તે આપીછે. ફીરદુસીની જીંદગીના હેવાલનું અને શાહનામાની હકીકતો તેને હાથ એકઠી થવાની હકીકતનું "શાહનામું અને ફીરદોસી" એવે નામનું એક જૂદું પુસ્તક મેં અત્યાર આગમચ પ્રગટ કર્યું છે.

સને ૧૮૭૨ના સાલના એપ્રીલ માસમાં, શાહનામાના મારા પેહેલા પાઠો, મરહુમ દાદી શેઠની કોટમાની દરેમેહેરના માળા ઉપર, મરહુમ એરવદ તેહમુરસ દીનશા અંકલેશરીઆના હાથ હેઠળ લીધા હતા. એ ભણેલા ગૃહસ્થના બે માસપર નીપજેલાં મરણથી, પારસીઓમાં પહેલવી અભ્યાસને જે ખોટ ગઇછે, તે માટે બીજા ઘણાકો સાથે હું વિલાપ કરૂંછું. એવન સાહેબ પાસે લીધલા શાહનામાના મારા પેહેલા પાઠોની યાદની એક નાની એંધાણી તરીકે, શાહનામાનું આ મારૂં નાનું પુસ્તક, તેવણની પવિત્ર યાદ સાથે જોડવાની હું રજા લઉંછું.

કોલાબા રોજ ૫ મા. ૪ સને ૧૨૭૩

તા૦ ૧૮ ડીસેમબર ૧૯૦૪

# PREFACE.

In this volume, I have given a literal translation of Firdousi's Shâhnâmeh from the commencement up to the early part of the reign of Minocheher. As an appendix I have given an account of the early Kings up to Faridun, on the authority of the Avesta, Pahlavi and Persian books, and of the works of Mahomedan writers like Maçoudi, Tabari and Mirkhond. I have published an account of the life of Firdousi and of the history of the collection of his materials in a separate book in Gujarati entitled "Shâhnâmeh and Firdousi."

I had the pleasure of taking my first lessons in the Shâhnâmeh under the late lamented Ervad Tehmuras Dinshaw Anklesaria, whose death last October, I deplore with many others, as a sad loss to Pahlavi studies. I beg to dedicate this small work to his memory as an humble souvenir of my early pupilage under him, in the study of the Shâhnâmeh.

Colaba Roz 5 Mah 5, 1273 Yazdazardi. 18th December 1903.

# સાંકળ્યું.

## વધારો.

### અવસ્તા પેહેલવી અને બીજાં ફારસી પુસ્તકો પ્રમાણે શાહનામું.

# બનામે યજદ

# શાહનામું

## ફીરદુસીની પ્રસ્તાવના

### દયાવંત અને માયાળુ ખોદાતાલાના નામથી.

જાન અને અક્કલના બક્ષનાર સાહેબનું નામ, જે ઉપરાંત આપણો વિચાર જઈ શકતો નથી, તેથી શરૂ કરૂંછું. તે કીર્તિનો અને આ જહાનનો સાહેબ છે. તે આપણુને રોજી આપનાર અને રસ્તો દેખાડનાર સાહેબ છે. તે સનીશ્વર સેતારાનો અને ફરતા આસમાનનો સાહેબ છે. તે માહતાબ અને સુકર અને આફતાબને રોશન કરનાર છે. તે નામ અને નિશાન અને આપણા વિચારથી બરતર છે. તે બુલંદીએ ચઢેલાં ગોહર (એટલે આસમાન) ને ચીતારનાર છે. જો તારી આંખોથી તું પેદા કરનાર ખોદાતાલાને નહીં જોઇ શકે, તો તારી બેઉ આંખોને મેહેનત ના આપ, (કારણકે) આપણો વિચાર (વટીક) તેને પામી શકતો નથી, અને તે નામ અને જગ્યાથી વધારે ચઢતે દરજ્જેનો છે. આ ગોહરો (આકાશી ગોળાઓ) ઉપરાંત જેબી બાબત ઉપર આપણા સખુન (એટલે વિચાર શકિત) જાય છે, તે બાબતોને આપણો જાન અને અક્કલ પામી શકતાં નથી. અક્કલ જયારે કોઇ બાબત ઉપર બોલવાનું પસંદ કરે છે ત્યારે જે કાંઇ તે જોઇ શકે છે તેનીજ ઉપર બોલે છે. ખોદાતાલાને જેવો તે છે તેવો કોઇ પણ વખાણી શકતો નથી, ત્યારે તેની બંદગી માટે તારે કમ્મર બાંધવી જોઇએ. અક્કલ અને જાનને તે પેદા કરે છે, ત્યારે પેદા થયલા[1] વિચારમાં તે કેમ સમાઇ શકે ?

આએ સાધનોથી (એટલે ઇંદ્રિઓથી) અને વિચાર અને જાન અને રવાનથી પેદા કરનાર સાહેબને આપણે કેમ વખાણી શકીએ ? તેની

---

૧ અસલ અર્થ મપાયલા અથવા પેદા થયલા.

હસ્તી બાબે તારે ઇતબાર રાખવો જોઇએ અને તે બાબે ફોકટની તકરાર બાજુએ મેલવી જોઈએ. તેની પરસ્તેશ કરનાર અને તેનો માર્ગ શોધનાર થા અને તેનાં ફરમાનો ઉપર ઊંડી નજર કર. જે કોઇ દાનાવ હોય છે તે શકિતવાન બને છે અને દાનાઇથી બુઢાઓના દિલ જવાન થાય છે. એ પડદા (એટલે ખોદાતાલાની હસ્તીનાં આકીન) ની પેલી બાજુ તકરાર માટે કાંઇ જગા નથી અને તેની હસ્તી બાબેના પ્યાર માટે કાંઈ રસ્તો નથી.

## અક્કલની સ્તુતિ બાબે સખુનો.

અએ દાનાવ મરદ ! હવે આએ જગો અક્કલની સિફતમાં થોડાક સખુન બોલવા લાજમ છે. બોલ અને જે કાંઇ અક્કલ તું ધરાવતો હોય તે બહાર લાવ, કે સાંભળનારાઓના કાન તેથી ફાયદો મેળવે. ખોદાતાલાએ તને જે કાંઇ આપ્યુ છે તેમાં અક્કલ વધારે સરસ છે. તેથી ઇનસાફને માર્ગે (જોતાં) અક્કલની સ્તુતિ કરવી સારી છે. અક્કલ આપણને રસ્તો દેખાડનાર છે અને અક્કલ આપણા દિલને ખીલવનાર છે અને અક્કલ બેઉ જેહાનમાં આપણો હાથ પકડે છે (એટલે મદદ કરે છે). તેનાથી તને ખુશી છે અને તેનાથી તને ગમ છે. તેનાથી તને આબાદી છે અને તેનાથી તારી પડતી પણ છે. એક રોશન રવાનનો મરદ હોય પણ તેની અકકલ સીહા (એટલે કમ) હોય તો તે એક ઘડી પણ ખુશ રહે નહીં. એક અક્કલવાળા હુન્નરમંદ શખસે કેવા (સરસ) સખુન કહયા છે કે એક દાનાવ તેના સખુનોથી ફાયદો મેળવે (તેણે કહયું છે કે) જે ધણી અક્કલને પોતાની સનમુખ રાખતો નથી તેનું દિલ તેનાં પોતાનાં કામોથી જખમી થાય છે. હુશિઆર આદમીઓ તેને દીવાનો કહે છે અને તેના પોતાના ખેશીઓ તેને બેગાનો કહે છે.

અક્કલથી તું બેઉ જેહાનમાં માન પામેલો થશે. તુટેલી અક્કલવાળો ધણી પોતાના પગ બંદમાં રાખે છે. જો તું બરાબર જોશે તો (જાણશે કે) અક્કલ આપણા જાનની આંખ છે. તું જાનની આંખો વગર પેલી દુનિયામાં પસાર નહીં થઇ શકસે. સર્વથી પેહેલી પેદાશ તું અક્કલની જાણ. તે જાનની નેગેહબાન છે અને તેને ઉપકાર ઘટે છે. તારો ઉપકાર કાન, આંખ અને જબાન છે (એટલે કાનથી અક્કલની સિફતો સાંભળો, આંખોથી અક્કલ બાબેની કેતાબો વાંચી, અને જબાનથી અક્કલની તારીફ કરી તારે અક્કલનો ઉપકાર માનવો જોઇએ), કારણ કે બેશક એ ત્રણથી તને ભલું અને ભુંડુ પહોંચે છે. અક્કલ અને જાનની સ્તુતિ પુરતી કોણ કરી શકે?

અગરજો હું તેની સ્તુતિ કરૂં તો કોણ તે બરાબર સાંભળી શકે? ઓ દાનાવ આદમી! જ્યારે કોઇ બરાબર સાંભળનાર નથી, ત્યારે બોલવામાં શું ફાયદો? કહે કે એ (અક્કલ) પછી બીજી પેદાશ શું હતી? તું દુનિયાને પેદા કરનાર સાહેબની પેદાશ છે. તું જેમ જાહેરમાં તેમ છુપું પિછાને છે. તું હમેશા અક્કલને તારા સલાહકાર તરીકે રાખ. તેની મારફતે તારા જાનને નાલાયક ચીજથી દૂર રાખ. જાણકારોના સખુનો પ્રમાણે તારો રસ્તો શોધ. દુનિયામાં બધે ફરી વળ અને સર્વ સાથે વાતચીત કર. જ્યારે તું કોઇ પણ દાનાઇની વાત સાંભળે ત્યારે તે શિખી લેવા માટે એક પળ પણ ખોટી થતો ના. જ્યારે (દાનાઇના) સખુનની ડાંખળી ઉપર તું નજર કરશે ત્યારે તું જાણશે કે દાનાઇનો કાંઇ છેડો નથી.

## આલમની પેદાશની બાબતમાં સખુન.

શરૂઆતમાં જરૂરનું છે કે તું તત્વોનું શરૂઆતનું મૂળ સારી પેઠે જાણે, કે ખોદાતાલાએ ચીજમાંથી ચીજ પેદા કીધી અને તેથી તેની સર્વ શકિત જાહેરમાં આવી. તેનીથી તત્વોનાં ચાર મૂળો પેદા પડયાં. તેણે તે વગર મેહેનતે અને વગર વખતે (એટલે કે એક પળ વારમાં) પેદા કર્યાં. પેહલાં તો એક રોશન આતશ, ઉપર પ્રગટી નિકળ્યો અને સીહા જમીનની ઉપર વચ્ચો વચમાં હવા અને પાણી (જાહેર પડયાં). શરૂઆતમાં જ્યારે હીલચાલથી આતશ જાહેર પડયો ત્યારે તેની ગરમીથી પાછળથી સુકાશ જાહેર પડયો. ત્યાર પછી તેના શાંત પડવાથી (એટલે હીલચાલ બંધ પડવાથી) સરદી પેદા થઇ અને સરદીથી વળી ભિનાસ વધ્યો. જ્યારે આ ચાર ગોહરો પોત પોતાની જગ્યાએ હસ્તીમાં આવ્યાં ત્યારે તેઓ આ ત્રણ પાંચ દહાડાની દુનિયાના ઉપયોગ માટે કામમાં આવ્યાં. એ મૂળ તત્વો એક બીજાની સાથે મળી ગયાં અને દરેક રીતે જાહેરાતમાં આવ્યાં. (પછી) આ સેતાબ ચાલનો (આસમાનનો) ગુંબ્બદ જાહેરમાં આવ્યો, જે નવી નવી અજાયબીઓ દેખાડતો હતો. સાત (ગ્રહો) બાર (રાસી) ના માલેક બન્યા અને તે દરેકે પોતાને લાયકની જગ્યા પકડી. બક્ષેશ અને દાદ તે સાથે જાહેરમાં આવ્યાં અને જાણકારોને જેમ ઘટતું હતું તેમ બક્ષેશ કરવામાં આવી. આસમાનો એકની અંદર બીજાં એ પ્રમાણે તૈયાર થયાં અને જ્યારે તેઓનું કામ તૈયાર થયું ત્યારે તેઓ હીલ ચાલ કરવા લાગ્યાં. જ્યારે દરિયા અને પહાડ અને જંગલ અને લીલોતરી ભર્યાં મેદાનો (તૈયાર થયાં) ત્યારે જમીન રોશન ચેરાગના જેવી

દિસવા લાગી. પહાડો બુલંદ ઉગી નિકળ્યા અને પાણીઓ વહેવા લાગ્યાં અને ઝાડપાનોએ પોતાના સરો ઊંચે બુલંદ ખેંચ્યાં. પૃથ્વીને ઊંચે (આસમાનમાં સેતારાઓ માફક) જગ્યા નહીં મળી હતી. તે એક અંધકારવાળાં સીહા મધ્ય બિંદુ માફક હતી. સેતારાઓ ઉંચે આકાશપર અજાયબીઓ દેખાડતા હતા, અને નીચે જમીનપર વધુ રોશની ફેંકતા હતા. આતશ (યાને ગરમી) ઉપર ચઢતો અને પાણી નીચે ઉતરતું અને પૃથ્વીની આસપાસ સૂર્ય ફરતો હતો. કેટલીક જાતનાં ઝાડોની સાથે ઘાસ ઉગવા લાગ્યું અને તેઓની સર્જતથી તેઓનાં સડ ઊંચે વધવા લાગ્યાં. તેઓ ઉગે છે અને એ સિવાય તેઓમાં બીજી કાંઇ શકિત નથી. તેઓ કોઇ જાનવરોની માફક હર જગ્યાએ દોડતાં નથી. ત્યાર પછી જ્યારે હીલ ચાલ કરનારાં (જાનવરો) પેદા થયાં ત્યારે તેઓ સઘળાં ઝાડપાનોને પોતાની સત્તા હેઠળ (ખોરાક માટે) લાવ્યાં. તેઓ ખોરાક અને ઉંઘ અને આસાએશ શોધે છે, અને જીંદગીમાં મોજ શોધે છે. તેઓને બોલવાની જબાન નથી અને શોધવાની અકકલ નથી અને તેઓ કાંટા કચરાથી પોતાનાં શરીરને ઉધારે છે. તેઓ કામનું, નહીં ભુડું, કે ભલું સેવટ પીછાનતા અને ખોદાતાલા તેઓથી બંદગી માગતો નથી. તે સાહેબ ડહાપણવાળો સર્વ શકિતમાન અને ઇનસાફી છે માટે તે કોઇ પણ હુન્નર છુપાવતો નથી. આ દુનિયાની પેદાશના કામનું સેવટ એ પ્રમાણે છે અને કોઈ ધણી જાહેર કે છુપું જાણી શકતો નથી.

## માણસ જાતની પેદાશ બાબે સખુનો.

અને પછી આગળ ચાલતાં માણસ હસ્તીમાં આવ્યો તે સઘળા ભેદ ભરમોની કુંચી થઇ પડયો. બુલંદ સર્વના ઝાડ માફક તેનું સર સીધું બુલંદ થયું. તે બોલવામાં સરસ હતો અને અક્કલમાં કારસાજ હતો. તેને હોંશ, વિચાર, શકિત અને અક્કલની બક્ષેશ થઇ હતી અને સઘળાં જનાવરો તેનો હુકમ માનતાં હતાં. અક્કલની નજરથી તું જરા નજર કર કે માણસ જાતનો ભેદ શું છે ? ફકત એકજ. માણસ જાતને તું એક હલકી ચીજ ગણતો નહીં હોય ત્યાં સુધી તું એ સિવાય (એટલે ખોદાતાલાની તે એક ભેદ ભરી પેદાશ છે તે સિવાય) તેનામાં બીજી કોઇ નિશાની જોશે નહીં. તને બેઉ દુનિયાનાં (તત્વો) થી પેદા કર્યો છે અને ઘણાં સાધનોથી ઉધાર્યો છે. તું પેદાશમાં પેહેલો છે (જો કે) ગણત્રિમાં છેલ્લો છે.[1] તું પોતાને એક રમત

---

[1] એટલે એકે વખતની ગણત્રિમાં તુંને સર્વથી છેલ્લો પેદા કર્યો છે.

તરીકે (નજીવો) ના ગણ. મેં દાનાવથી એ બાબત વિષે બીજી રીતે સાંભળ્યું છે. આ દુનિયાને પેદા કરનાર સાહેબનો ભેદ આપણે શું જાણીએ ? તું ધ્યાન પુગાડ અને તારૂં સેવટ શું છે તે જો. જ્યારે તારી આગળ કાંઇ કામ આવે ત્યારે ભલાઇને પસંદ કર. તારા શરીરને મેહેનત આપવી એ વાજબી છે કારણ કે પોતે મેહનત કરવો એ દાનાઇને છાજતું છે. જો તું ઇચ્છતો હોય કે સઘળી બદીથી છુટકારો પામે, બલાની જાળમાં તારૂં માથું નહીં આવે, બેઉ દુનિયામાં બદીથી છુટો થાય, અને ખોદાતાલાની નજદીક નેક કામોનો કરનાર ગણાય, તો આ સેતાબ ફરનાર (આસમાનના) ગુંબદ ઉપર નજર કર કે તેની તરફથી આપણપર દુઃખ આવો પડે છે અને તેનાથીજ તેનો ઉપાય પણ થાય છે. નહીં જમાનાની ગર્દેશ તેને ઘશી નાંખતી કે નહીં આ રંજ અને દુઃખ તેને ઇજા દેતાં; નથી તે હીલચાલથી આસાએશ લેતો કે નથી આપણી માફક નાશ પામતો. તેનાથી વૃધ્ધિ છે અને તેનાથી ગણુત્રિ છે. ભુડું અને ભલું તેની આગળ ખુલ્લું છે.

## સૂર્યની પેદાયશ બાબે સખુન.

(આસમાનતું) આ બ્લુ ચકકર લાલ યાકુતનું બનેલું છે. તે હવા કે પાણી કે ધુળ કે ધુમાડાતું બનેલું નથી. ઘણીક રોશનીઓ અને ઘણાક ચેરાગોથી તે નોરૂઝના[1] વખતના બાગની માફક શણગારેલો છે. તેની અંદર એક દિલને રોશન કરનાર ગોહર (એટલે આફતાબ) ફરતો છે કે જેની તરફથી દહાડો પોતાની રોશની લે છે. તે દર સહવારે પૂર્વ તરફથી એક સોનેરી ઢાળની માફક પોતાનું રોશન સર ઉપર ઉઠાવે છે. જમીન તેના નુરનું પેહેરણુ પેહેરેછે અને આ સીહા પૃથ્વી તેનાથી રોશન થાય છે. જ્યારે પૂર્વ તરફથી તે પશ્ચિમ ભણી જાય છે ત્યારે પૂર્વ તરફથી અંધારી રાત પોતાનું સર ઉઠાવે છે. એ બેઉ કદી એક એકની વચ્ચે આવતાં નથી. એના કરતાં વધારે સારી કોઇ બીજી ચાલ હોય નહીં. અરે તું ! કે જે સૂર્ય છે તેને શું થયું કે મારી ઉપર તું પ્રકાશતો નથી.

## ચંદ્રની પેદાશ બાબે.

અંધારી રાત માટે એક ચેરાગ તૈયાર છે. બને ત્યાં સુધી તું હરગેજ બદી તરફ માં ફર. તે બે દિવસ ને બે રાત પોતાનો ચેહેરો

---

૧ બાહરની મોસમની શરૂઆત.

દેખાડતો નથી, જાણે કે તેની ગર્દેશ તેને ઘશી નાખે છે. તેથી તે તે વખતે[1] એક ધણી, કે જેને એશકના ગમે ખાઇ નાખ્યો હોય, તેની પીઠની માફક બારિક અને ફીક્કો નજરે પડે છે. હજુ તો એક જોનાર તેના દેદાર દૂરથી જોય તેટલાંમાં તો તે એ માલૂમ થઇ જાય છે. બીજી રાતે તે વધારે દેખાય છે અને તને વધારે રોશની આપે છે. એ સતવાડીઆંમાં તે તમામ અને આખો થાય છે અને ત્યાર પછી પાછો જેમ પેહેલે હતો તેમ (પાતળો) થાય છે. દર રાત્રે વધારે બારિક થતો જાય છે અને રોશન ખોર્શેદની નજદીક આવતો જાય છે. ખોદાતાલાએ એ પ્રમાણે તેની રચના રચી છે. જ્યાં સુધી તે કાયમ રેહેશે ત્યાંસુધી તે એવીજ એક રીતે રહેશે.

## પેગમ્બર જેની ઉપર ખોદાની મેહેર હોજો તેની સિફતમાં.

દાનેશ અને દિન તને બરાબર છુટકારો આપશે, માટે તારે છુટકારો મેળવવાનો રસ્તો સોધવો જોઇએ. અગરજો તું ઇચ્છતો નહીં હોય કે તારૂં દિલ ગમગીન થાય, અને અગરજો તું ઇચ્છતો નહીં હોય કે તું હમેશાં દલગીર રહે, તો પેગમ્બરના સખુન ઉપર તારો રસ્તો ધર અને તારા દિલના અંધકારને એ પાણીથી ધોઇ નાંખ. પેલા કોરાન અને બિસારતના સાહેબે, પેલા ખોદા તરફથી હુકમો અને મનાઇ મેળવનાર સાહેબે શું કહયું છે? (તેણે કહયું છે) કે ખોરશેદ, મોટા પેગમ્બરો પછી ઉતરતો, અબુબકર કરતાં બીજા કોઇ ધણી ઉપર વધારે સારી રીતે પ્રકાશતો નથી. ઉમરે ઇસલામી ધર્મને આશકારા કીધો અને બહારની મોસમના બાગની માફક દુનિયાને શણગારી. એ બેઉ પછી ઉસમાન ખોદાતાલાનો માનિતો હતો. તે સાલેસાઇ અને દીનનો સાહેબ હતો. ચોથો બતુલનો ખાવિંદ અલી[2] હતો કે જેની પેગમ્બર ખુબી સાથે સ્તુતિ કરે છે કે "હું એલમનું શેહેર છું અને અલી મારો દરવાજો છે." પેગમ્બરનો એ કોલ સાચ્ચો છે. હું ખાતરી આપું છું કે એ સખુન તેના ખાસ ઓચરેલા સખુનો છે. તું કેહેશે કે મારા બેઉ કાનો તેના અવાજ (સાંભળવા) ઉપર છે.

---

૧ ચાંદરાતની સાંજે.

૨ અબુબેકર પેગમ્બર મહુમદનો સસરો અને પેહેલો ખલીફ હતો. ઉસ્માન બીજો સસરો અને બીજો ખલીફ હતો. અલી પેગમ્બરની ફાટીમા નામની છોકરી, જેને બતુલ (એટલે કુમારીકા) તરીકે પણ ઓળખતા, તેણીનો ખાવિંદ હતો.

અલીને માટે તું એ પ્રમાણે જાણ અને બીજાઓને માટે પણ એમ જાણ કે તેઓથી સર્વ રીતે દીન મજબુત થઇ. પેગમ્બર સુરજ મિસાલે હતો અને તેના સાથીઓ ચંદ્ર મિસાલે હતા. તેઓનો એક બીજાનો રસ્તો એ પ્રમાણે જોડાયલો છે.[૧] હું પેગમ્બરના ઘરનાં માણસેનો ગુલામ છું અને અલીના[૨] પગની ખાકનો સ્તુતિ કરનારછું. મને બીજાઓ સાથે કામ નથી. એ સિવાય મારો બોલવાનો રવૈયો નથી.

એક દાનાવે આ દુનિયાને એક દરિયાની માફક ગણી છે. કે જેની અંદર તોફાની પવનથી મોજા ઉઠી ઉભા થાય છે. તેમાં સીતેર કીસ્તીઓ[૩] મેલેલી છે, જેનાં સર્વ સઢો ખુલ્લાં કીધેલાં છે અને એક મોટી કીસ્તી છે કે જેને એક પરણુતી કન્યાની માફક અને મરઘાની આંખ માફક શણગારેલી છે. એ કીસ્તીમાં મહમદ અલી સાથે બેઠેલો છે અને પેગમ્બર અને અલીના ઘરનાં માણસો પણ તેમાં છે. તે દાનાવ આદમી, જે દૂરથી તે દરિયો જોતો કે જેની નહીં હદ કે નહીં છેડો જણાતો. તે જાણતો કે તે દરિયામાં મોજા ઉછળશે અને તેમાં ગરક થવાથી કોઈ બચવાનું નથી. તે પોતાના દિલમાં વિચાર કરતો કે જો પેગમ્બર અને અલી સાથે હું ડુબી જઇશ તો મારી સાથે બે વફાદાર દોસ્તો રહેશે. તેઓ મારા મદદગાર થશે, તેઓ કે જેઓ તાજ અને વાવટા અને તખતના ધણી છે, જેઓ પાણીના ઝરા અને શરાબ અને મધના માલિક છે અને જેઓ દુધ અને નિર્મળ પાણીના ચશમા મિશાલ છે. જો તું બીજી દુનિયામાં જવા ઉપર તારી નજર રાખતો હોય તો પેગમ્બર અને અલીની નજદીક તારી જગ્યા લે. જો તેથી તને કાંઇ નુકસાન થાય તો તે મારો ગુનાહ ગણાશે. મારૂં આકીન અને માર્ગ એ પ્રમાણેનો છે. એ આકીન સાથે હું જનમ્યોછું, અને એ આકીન સાથે હું ગુજર પામીશ. તું જાણ કે અલીના[૪] પગની ખાક મિશાલ છું. તારૂં દિલ જો ભુલના માર્ગ ઉપર ઢળેલું હોય તો આ દુનિયામાં તારો દુશ્મન તારૂં પોતાનું દિલજ છે. એક વગર બાપે પેદા થયલા શખસ સિવાય બીજો કોઇ તેનો ( એટલે અલીનો ) દુશ્મન નહીં હોય. તેવા આદમીના શરીરને ખોદા આતશથી બાળી નાંખે. તે

---

૧ એટલે તેઓ એકમેક સાથે એ પ્રમાણે સંબંધમાં આવ્યા છે.

૨ વસી એટલે વસિયતનામા પ્રમાણે અમલ કરનાર. પેગમ્બર મહમદના વસિયતનામા પ્રમાણે કારોબાર કરનાર અલી હતો માટે તેને માટે એ શબ્દો વપરાયા છે.

૩ એ માણસજાતની ૭૦ વર્ણોનો ઇસારો છે.

૪ હૈદર એ અલીનું બીજું નામ છે.

ધણી કે જેના દિલમાં અલી માટે ધિક્કાર હોય તેના કરતાં આ દુનિયામાં વધારે કંગાળ કોણ છે? તું તપાસ રાખ કે આ દુનિયાને તું એક બાજી તરીકે નહીં સમજે અને બખ્તાવર કદમના સાથીઓથી તું પાછો નહીં ફરે. જો તું નેક નામોનો સાથી થવા માગતો હોય તો તારે નેકી અખત્યાર કરવી જોઇએ. પણ એવી રીતના સખુન હું કેટલા બધા બોલું? તેનો છેડો હોય એવું હું જાણતો નથી.

## શાહનામું તૈયાર કરવાની બાબતમાં સખુનો.

સઘળા દાસ્તાનો કહેવાઇ ચુકેલાં છે. કહેવા લાયક કાંઇ રહયું નથી. જે કાંઇ કહેવાઇ ચુકેલું છે તેમાંથી થોડુંક તને હું કહેવા માગુંછું. હું જે સખુન કહું છું તે બીજાઓએ કહેલા છે. જ્ઞાનના બાગમાં બીજા સઘળાઓ ગયલા છે. અગરજો મારે માટે ઉપર જવાનો પુરતો રસ્તો નહીં હોય અને તેથી જો હું ફળવંત ઝાડ ઉપર જગ્યા નહીં મેળવું તો (ફીકર નહીં કારણ કે) જે ધણી એક બુલંદ ઝાડની નીચે જાય છે તેનાથી તે ઝાડનો છાયો દુઃખને દૂર રાખે છે. (કાંઇ નહીં તો) તે છાયો આપનાર સરવના ઝાડની ડાંખળી ઉપર હું મારી જગ્યા કરી શકીશ અને તેથી નામવર પાદશાહોના આએ નામાથી દુનિયામાં હું યાદગાર રહી જઇશ. તું એને ખોટું અથવા કથા કહાણી જેવું ન જાણતો. આ જમાનામાં તું સઘળી ચીજ એક રવેશની ના સમજ. તેમાં જે કાંઇ અક્કલને અનુસરતું છે (તે તું સમજી લે). બીજું જે છે તે ભેદભર્યો અર્થ ધરાવે છે.

એક પુરાણા વખતનું પુસ્તક હતું જેમાં ઘણાક દાસ્તાનો લખેલાં હતાં. તે મોબેદોના હાથમાં થોડું થોડું વીખરાઇ પડેલું હતું અને દરેક ડાહયો પુરૂષ તેમાંથી ફાયદો મેળવતો હતો. એક દેહકાનની ઓલાદનો એક દલેર, બુજોર્ગ, અક્કલમંદ અને સખી પેહેલવાન હતો. તે કદીમ જમાનાની હકીકતો ખોળતો હતો અને ગુજર પામેલા જમાનાની વિગતો પાછી એકઠી કરતો હતો. તેણે દરેક મુલકથી બુઢા મોબેદોને બોલાવ્યા, કે જેઓએ એ પુસ્તક એકઠું કરેલું હતું. તેણે તેઓને અસલી પાદશાહોઓની વંશાવળી પુછી અને નામદાર બખ્તાવર પેહેલવાનોની હકીકત પુછી, કે તેઓ આ દુનિયાનો શરૂઆતમાં કારોબાર કેવી રીતે ચલાવતા હતા, કે જે દુનિઆને હાલમાં તેઓ એ પ્રમાણે કંગાળ હાલતમાં મેલી ગયા છે? (તેણે પુછ્યું કે)

નેક સેતારાના તેઓના બાહદૂરી ભર્યા દિવસો તેઓ ઉપર કેવી રીતે આખેર થયા? તે મોટાં માણસોએ તેની આગળ એક પછી એક પાદશાહોને લગતી હકીકત અને આ દુનિયાના દોરને લગતી વાત કહી. જ્યારે તે સરદારે તેઓથી સઘળી હકીકત સાંભળી ત્યારે તેણે એક નામિચા પુસ્તકની યોજના રચી. એ પ્રમાણે દુનિયામાં તેની યાદગારી થઇ અને નાના અને મોટાઓ તરફથી તેની ઉપર આફ્રીનના સખુનો પડયા.

## સાએર દકીકીનું દાસ્તાન.

જ્યારે વાંચનારાઓ, સર્વેની આગળ આ પુસ્તકમાંથી ઘણા દાસ્તાનો વાંચતા હતા અને જ્યારે કુલ આલમ, શું ડાહયાઓ કે વળી શું પ્રમાણિક માણસો, આ દાસ્તાનો ઉપર પોતાનું દિલ આપતા હતા, ત્યારે એક સુભાખીત જબાનનો જવાન જાહેરમાં આવ્યો જેનું બોલવું ઘણું સારૂં હતું અને જેનું રવાન રોશન હતું. તેણે કહયું કે એ પુસ્તકને હું કવિતામાં રચુ. તેથી અનજુમનનું દિલ તેનાથી ખુશી થયું. તેની જવાનીથીજ એક બૂરી ખાસિયત તેનો મિત્ર હતો. તે એકે તે હમેશાં બૂરાઓની સંગતમાં આળસુ રહેતો હતો. મોતે એકાએક તેની ઉપર હુમલો કીધો અને તેના માથા ઉપર એક સીહા કોલાહ મેલી. પેલી બૂરી ખાસિયતથી તેણે પોતાનો મીઠો જાન ખોહયો અને દુનિયામાં એક દહાડો પણ તેનું દિલ ખુશ નહીં રહયું. એકાએક તેનું નસીબ ઊંધું વળ્યું અને એક ગુલામને હાથે તે માર્યો ગયો. તે ચાલી ગયો અને એ પુસ્તક લખાયા વિના રહી ગયું અને તેનું બીદાર નસીબ એ પ્રમાણે ઉંઘતું પડી રહયું. ઓ ખોદા! તેના ગુનાહને માફ કર અને કયામતને દહાડે તેનો દરજ્જો વધારજે.

## આ પુસ્તકની શરૂઆતનું દાસ્તાન.

જ્યારે મારૂં રોશન દિલ તેની તરફથી ફર્યું, ત્યારે તે દુનિયાના પાદશાહના તખત ભણી ફર્યું, કે એ પુસ્તક તરફ હું મારો હાથ લંબાઊં અને એ પુસ્તકને મારા પોતાના શબ્દોમાં લખું. મેં દરેક જણથી ઘણી પુછપરછ કીધી અને જમાનાના દોરથી હું ડર્યો, કે કદાચ મારી જીંદગી લાંબી ન રહે તો એ કામ બીજાને સોપી દેવું પડે. બીજું એકે પૈસો મારી સાથે વફાદાર નથી[1] અને

૧ એટલે હું ગરીબછું.

મારી મેહેનતનો કોઇ ખરીદદાર નથી. જમાનો તમામ લડાઇથી ભરપુર હતો અને (આસરો યા જ્ઞાન) સોધનારાઓ ઉપર જેહાન તંગ હતી. એવી રીતે મેં કેટલોક વખત પસાર કીધો અને મારી વાત મેં છુપી રાખી. મેં કોઇ ધણીને લાયક જોયો નહીં કે જે મારા પુસ્તક લખવાનાં કામમાં મારો યાર થાય. દુનિયામાં નેક સખુન કરતાં વધારે સારૂં શું છે? શું નાનાં કે મોટાં, તે (નેક સખુન) ઉપર આફ્રીન કરે છે. અગરજો ભલા સખુનો ખુદ ખોદાતાલા તરફથી નહીં હતે તો પેગમ્બર આપણો રેહનુમા કેમ થતે?

શેહેરમાં એક મારો મેહેરબાન દોસ્ત[1] હતો. તું કહેશે કે તે મારી સાથે એકજ શરીરમાં હતો.[2] તેણે મને કહયું કે "તારો એ (શાહનામું લખવાનો) વિચાર બહુ ઠીક છે. તારા પગ નેકીના માર્ગ તરફ ઢળે છે. જો તું ઢીલ નહીં કરે તો હું એ પેહેલવીમાં લખેલું પુસ્તક તારી નજદીક લઇ આવું. તારી જબાન તેજ છે અને તારી ઉમર જવાન છે. તારૂં બોલવું પેહેલવાની છે. તું એ પાદશાહોના પુસ્તકને પાછું લખી કાહાડ અને તેમ કરી મોટા આદમીઓની સફમાં આબરૂ સોધ." જ્યારે તે મારી નજદીક તે (પેહેલવી) પુસ્તક લાવ્યો ત્યારે મારો સીહા જાન રોશન થયો.

## અબુ મન્સુર બીન મહમદની તારીફમાં.

જે વખતે આએ પુસ્તક ઉપર મેં હાથ લંબાવ્યો, તે વખતે એક ચઢતા મરતબાવાળો મોટો માણસ હતો, જે જવાન પેહેલવાનોની તોખમનો અક્કલમંદ, બીદાર અને રોશન રવાનનો હતો. તે ડહાપણ અને સાલેસાઇનો સાહેબ હતો. તેનું બોલવું સારૂં હતું અને અવાજ નરમ હતો. તેણે મને કહયું કે "મારીથી તુંને શું જોઇએ છે? તારો જાન સખુનો બોલવા ઉપર ઢળે છે. (માટે) કોઇ પણ ચીજ કે જે મારા હાથમાં હોય તે બજા લાવવાને હું પોતે કોશેશ કરીશ અને તારી હાજત બીજા આગળ રજુ કરીશ નહીં." તેણે મને એક તાજા સપરચંદની માફક (એવો તો તપાસી) રાખ્યો કે પવન વટીકથી મારી ઉપર દુઃખ આવી નહીં પડે. હું તે નેકદિલ નામદાર મોટા માણસની મેહેરબાનીથી, કંગાળ ખાક ઉપરથી, સાતમાં આસમાન ઉપર ચઢયો. તેની નજર આગળ ખાક અને સોનું રૂપું એક સરખાં

---

૧ મોહલ પ્રમાણે એ મહમદ લશ્કરી નામના મિત્રનો ઇસારો છે.

૨ એટલે હમો જાની મિત્ર હતા.

હતાં અને તેનીથી બુજર્ગીને જેબ અને ઇજત મળતી. તેની આગળ કુલ જેહાન બિશાદ વગરની હતી. તે પોતે જવાન મરદ અને વફાદાર હતો. જેમ બાગમાંથી પવનના જોરથી એક સીધ્ધું સરવનું ઝાડ ગુમ થાય, તેમ તેના જેવો એક નામવર અનજુમનમાંથી ઓછો થયો. માણસોને મારી નાખનારા મગરમછો[1]ના હાથમાં, હું તેની નહીં જીવતી કે નહીં મુએલી નિશાણી જોતો. અફસોસ તેના કમરબંદ ઉપર અને કમર ઉપર, અફસોસ તેના કેઆની ખભાં ઉપર અને પાદશાહી કદ ઉપર. મારૂં તેની (મેહેરબાની) થી ગિરફતાર થયલું દિલ નાઉમેદ થઇ ગયું અને નેતરની માફક મારૂં રવાન ધ્રુજવા લાગ્યું. હું તે નામદારની શિખામણ યાદ રાખીશ અને તેમ કરી મારા આત્માને ખોટે માર્ગેથી સીધ્ધે માર્ગે ચલાવીશ. તેણે મને કહયું હતું કે "જો તું પાદશાહોનું આએ પુસ્તક લખે તો તે તું પાદશાહોને અર્પણ કરજે." મારૂં દિલ (તેની શિખામણ) ના શબ્દો ઉપર ઢળ્યું અને મારૂં રવાન તેથી શાદ અને ખુશ થયું. નામનો ઉઠાવનાર શાહનશાહ (મહમદ), જે તાજ અને તખતનો સાહેબ છે, જે દુનિયાનો ફતેહમંદ પાદશાહ છે, અને રોશન તાલેનો છે, તેના નામથી મેં એ પુસ્તક (લખવા) ઉપર મારો હાથ લંબાવ્યો.

## સુલતાન મહમુદની તારીફમાં.

જેહાનને પેદા કરનાર સાહેબે આ જેહાન પેદા કીધી ત્યારથી તેના જેવો કોઈ પાદશાહ પેદા પડયો નથી. તેણે પોતાના તખત ઉપરથી ખોરશેદની માફક તાજ દેખાડવા માડયું છે અને જમીન ચળકતા હાથીદાંતની માફક રોશન થઇ છે. તું શું કહે છે કે એ ચળકતો ખોરશેદ કે જેનાથી દુનિયામાં રોશનીનો વધારો થયો તે કોણ હતો? ઓ અબુલ કાસમ! તે તો ફતેહમંદ નસીબનો પાદશાહ હતો. તેણે ખોરશેદના તાજથી પણ ઉપર પોતાનું તખત મેલ્યું છે. તેણે પૂર્વથી પશ્ચિમ ભણી સુધી (કુલ જેહાનને) સીંગારી અને તેના દબદબાથી (જાણે) સોનાની ખાણ જાહેરમાં આવી. મારો સુતેલો સેતારો બીદાર થયો અને મગજમાં ઘણા અંદેશાઓ ઊભા થયા. મેં જાણ્યું કે હવે સખુન બોલવાનો જમાનો આવ્યો છે. હવે જુનો જમાનો નવો થશે. જમીનના પાદશાહના વિચારમાં એક રાત્રે આફ્રીન ભરી જબાન સાથે હું સુતો. તે અંધારી રાત્રે મારૂં દિલ તુરમંદ થયું હતું. હું

---

૧ એટલે ઘાટકી લડવૈયાઓ, જેઓને હાથ તે માર્યો ગયો હતો.

સુતો હતો અને જો કે મારા હોટો બંધ હતા, તોપણ મારૂં દિલ ખુલ્લુ (ખુશ) હતું. મારાં રોશન રવાને સ્વપનામાં જોયું કે પાણીમાંથી એક રોશન ચેરાગ બહાર આવ્યો. તે અંધારી રાત્રે આએ પૃથ્વીની સપાટી તે રોશનીથી પીલા યાકુતના જેવી (રોશન) થઇ ગઈ હતી. ખીનો અને અને જંગલો, દીબાનાં જેવાં (સુંદર) બન્યાં હતાં અને એક પીરોજાનું તખત પેદા પડયું હતું. તેની ઊપર એક માહતાબ જેવો પાદશાહ બેઠો હતો અને કોલાહની જગ્યાએ તેના માથા ઉપર એક તાજ હતું. તેના લશ્કરે બે માઇલ સુધી સફ સમારેલી હતી અને તેના ડાબા હાથ ઉપર સાતસો બળવાન હાથીઓ હતા. તેની હજુરમાં એક ભલો સલાહકાર ઉભેલો હતો, જે ઇનસાફ અને દીનનાં કામમાં શાહનો રેહનુમાય હતો. પાદશાહના દબદબાથી અને પેલા બળવાન હાથીઓથી અને આટલા બધાં લશ્કરથી મારૂં માથું (અજાયબીથી દંગ થઈ) ફરવા લાગ્યું. જ્યારે તે પાદશાહી ચેહેરો મેં જોયો ત્યારે તે નામદારોથી મેં પુછ્યું કે "આએ આસમાનનું ચક્ર અને ચાંદ છે કે તખત અને તાજ છે અને તેની આગળ એ તારા છે યા લશ્કર"? એક જણે જવાબ દીધો કે "એ રૂમ અને હિંદનો અને કનુજથી સિંધુ નદી સુધી (ના મુલક) નો પાદશાહ છે. ઇરાન અને તુરાનના સઘળા લોકો એની રૈયત છે. તેઓ તેના હુકમ અને ફરમાનથી જીવે છે. તેણે આ જમીનની સપાટીને ઇનસાફથી સિંગારી છે. તે કામથી પરવારી તેણે માથા ઉપર તાજ મેલ્યું છે. બુજોર્ગ જેહાનદાર પાદશાહ મહમુદ વરૂ અને મેઢાંને એકજ હોજમાં પાણી પીવા લાવે છે. કાશ્મીરથી ચીનના દર્યા સુધીના સઘળા પાદશાહો તે ઊપર આફ્રીન કરે છે. જ્યારે એક બચ્ચું માએના દુધથી પોતાના હોટ ધોય છે,[૧] ત્યારે પેહેલ વેહલું પારણામાં તે મહમુદનું નામ બોલે છે. તું, કે જે એક બોલનાર છે અને તેની મારફતે જાવેદાનનું નામ સોધનાર છે, તે પણ તેની ઉપર આફ્રીન કર. તેના ફરમાનથી કોઇ સર ફેરવતું નથી. તેની ફરમાનબરદારીના કોલથી કોઇ ફરી શકતું નથી." જ્યારે હું (ઉંઘમાંથી) બીદાર થયો ત્યારે મારી જગ્યા ઉપરથી એકદમ ઉઠી ઉભો થયો. તે અંધારી રાત્રે જેટલો ભાગ હું પગ ઉપર (જાગૃત) રહયો તેટલો વખત મેં તે પાદશાહ ઉપર આફ્રીન કીધી. મારી પાસે પૈસા ન હતા, તેથી મેં મારા જાનનો તેની ઉપર નેસાર કર્યો. મેં દિલમાં કહયું

૧ એટલે જ્યારે બચ્ચાંને માએથી છોડવવામાં આવેછે.

કે "આએ સ્વપ્નાનો જવાબ મળશે (એટલે તે બર આવશે), કારણ કે તે (મહમુદ) ની કીર્ત્તિનો આવાજ દુનિયામાં મુબારક થયો છે." તેની ઉપર આફ્રીન હોજો કે જે તેના બીદાર તખત ઉપર અને તાજ અને જહવેર ઉપર આફ્રીન કરે છે. તેના પ્રતાપથી જેહાન બાગના બહારની મિસાલે થઈ છે, હવા વાદળાંથી અને જમીન સિંગારથી ભરપુર થઇ છે, વાદળાંમાંથી વરસાદ વખતસર પડે છે અને ફુલ જેહાન [૧] એરમના બાગની માફક થઈ છે. ઇરાનમાં સઘળી ખુબી તેના ઇનસાફથી છે. જ્યાં પણ માણસો છે ત્યાં તેઓ તેના મિત્રો છે. મિજલસોમાં તે પ્રમાણિક નિષ્ટાનું છત્ર છે અને લડાઇમાં તે તેજ પંજાવાળો અઝદાહ છે. શરીરમાં તે મસ્ત હાથી માફક છે પણ જાનમાં તે જીબ્રએલ ફરેશતા જેવો છે. હાથથી તે બમન મહિનાના વાદળાંની માફક (છુટો) છે અને દિલમાં નાઇલ નદીની માફક છે. તેની નજરમાં એક ખૂરૂ ઇચ્છનાર શખ્સના નસીબનું માથું તેના ગુસ્સા આગળ એક દીનારની માફક વગર બિસાદનું છે. તે તાજ અને ગંજને લીધે મગરૂરી અખત્યાર કરતો નથી અને લડાઇ અથવા મેહેનતથી તે દિલને દલગીર રાખતો નથી. તેણે પરવરશ કીધેલાઓમાંથી, શુ છુટાપણું ભોગવનારાઓમાંથી કે નેક દિલના ગુલામોમાંથી, જેઓ પાદશાહને સર્વ રીતે મિત્ર તરીકે ગણે છે, અને તેના હુકમ પ્રમાણે ચાલવાને કમ્મર ઓસ્તવાર બાંધે છે, તેઓ દરેક મુલક ઉપર પાદશાહ થયા છે અને તેઓનાં નામ સઘળાં પુસ્તકોમાં (લખાઇ) ચાલુ થયાં છે.

(એવી પ્રકારના મિત્રોમાં) પેહેલ વેહેલો તેનો ભાઇ છે જે ઉમ્મરમાં તેનાથી નાનો છે અને જેનો માણસાઇગીરીમાં કોઇ હરીફ નથી. દુનિયામાં તે ફતેહમંદીના દબદબાની પરસ્તેશ કરનારછે. [૨] તે આ જમાનાના પાદશાહના છાયા હેઠળ ખુશાલ જીવે છે. તે એક એવો શખસ છે કે જેનો બાપ નાસરૂદીન છે, જેના તખતનો પગ પરવીનના સેતારાથી પણ બુલંદ છે. તે મરદી અને અક્કલ અને હુન્નરનો સાહેબ છે. તે અને તેનાથી સઘળા બુજોર્ગો ખુશાલ છે. (એવી પ્રકારના મિત્રોમાં) બીજો તુસનો દેલાવર સેપેહસાલાર (છે), કે જે લડાઇમાં એક શીરને હરાવે છે. તે દુનિયામાં જે કાંઈ પૈસા મેળવે છે તે સખાવતમાં આપી દીએ છે અને દુનિયામાં પોતાના ભાગ તરીકે ફક્ત લોકોની દુવા સોધે છે. તે દુનિયાના લોકોનો ખોદાતાલા તરફ

૧ બેહશ્તના બાગની હરીફાઇમાં શેદાદે આ બાગ બનાવ્યો હતો.
૨ એટલે પોતે ફતેહમંદ છે.

રેહેતુમા છે, અને ઇચ્છે છે કે પાદશાહનું સર જાવેદાન સલામત રહે. પાદશાહના સર અને તાજ વિના આ દુનિયા ના રહેતી. તે પાદશાહ હમેશાં જાવેદાન ખુશાલ રહેજો. તે તાજ અને તખત સાથે હમેશાં તનથી સુખી રહેજો. તે દરદ અને ગમથી નિરાળો રેહેજો અને નસીએ ફતેહમંદ રહેજો.

હવે હું મારૂં કામ શરૂ કરવા તરફ, નામવર પાદશાહોની હકીકતનાં પુસ્તક તરફ ફરૂંછું.



# દાદાર અહુરમજદના નામથી શરૂ કરૂંછું.

## દાસ્તાનની શરૂઆત.

# ઇરાનના પાદશાહોમાંના પેહેલા પાદશાહ કયોમર્સની પાદશાહી

## ૩૦ વર્ષ હતી.

વાર્તાનો કેહનાર દેહકાન[૧] શું કહે છે કે દુનિયામાં બુજર્ગીનું તાજ પેહેલ વેહેલાં કોણે સોધ્યું? તે શખસ કોણ હતો કે જેણે (પેહેલ વેહલાં) માથા ઉપર તાજ મેલ્યું? જુના વખતની તે વાત કોઇને યાદ નથી, સિવાય તે કે જે દીકરો બાપથી યાદ રાખે છે, અને એક પછી એક બાપથી સાંભળેલી વાત તુંને કહે છે, કે બુજોર્ગીનું નામ કોણે આગળ વધાર્યું છે, અને આગલા બુજોર્ગોમાંથી કોણનો દરજ્જો આગળ વધેલો હતો. બાસ્તાન નામાનો[૨] બનાવનાર, જે પેહેલવાનોના દાસ્તાનોનું વર્ણન કરે છે, તે એમ કહી ગયો છે કે તખત અને કોલાહ (સાથે પાદશાહી કરવા) નો રિવાજ કયોમર્સે ચાલુ કીધો, અને તે (પેહેલો) પાદશાહ થયો હતો. (એક વખત) જ્યારે મેશ રાષીમાં સૂર્ય દાખલ થયો હતો ત્યારે દુનિયા દબદબા, વ્યવસ્થા અને ભપકાભરી થઇ હતી. મેશ રાષીમાંથી તે એવો તો પ્રકાશતો હતો કે દુનિયા તેનાથી તમામ તાજી થઈ ગઈ હતી. (તે વખતે) કયોમર્સ દુનિયામાં પાદશાહ થયો અને પેહેલ વેહેલાં પહાડોમાં પોતાની જગ્યા કીધી. તેના તખત અને નસીબની શરૂઆત પહાડમાંથી થઇ. તેણે પોતાના ટોળા સાથે વાઘના ચામડાંનો પોષાક પેહર્યો હતો. સઘળી જાતની પરવરશી તેનાથી શરૂ થઇ, કારણ કે પોષાક પેહેરવો અને પકાવેલું ખાણું ખાવું એ તે વખતે સઘળું નવાઇ જેવું હતું[૩] તેણે દુનિયામાં ૩૦ વર્ષ પાદશાહી

---

૧ એ શબ્દ માટે જુઓ "શાહાનામું અને ફીરદોસી."

૨ એ નામા માટે જુઓ શાહનામું અને ફીરદોસી.

૩ કલકટા એદીશન 'નઓ' ને બદલે 'ન' આપે છે. એટલે કયોમર્સની આગમચ અંગ ઢાંકવાનો અને પકાવેલું ખાણું ખાવાનો રિવાજ ન હતો, પણ માણસો અર્ધ જંગલી માફક નાગાં ફરતાં અને કાચું ખાણું ખાતાં. બેઉ લખાણની મતલબ એકજ છે.

કીધી અને પોતાના તખત ઉપર તે ખોર્શેદની માફક ખુબીવંતો હતો. જેમ ચૌદસનો ચાંદ એક સીધા સર્વના ઝાડ ઉપરથી રોશન પ્રકાશે, તેમ તે પોતાના શાહનશાહી તખત ઉપરથી પ્રકાશતો હતો. ફાડીખાનારાં અને હળી જાય એવાં સઘળાં જાનવરો, જેઓ એને જોતાં, તેઓ દુનિયા (ના જુદા જુદા ભાગો) માંથી આવી તેની આગળ આરામ લેતાં. તેના બુલંદ થયલા દબદબા અને નસીબને લીધે તેઓ તેના તખત આગળ નમન કરતાં. નિમાજ કરતાં તેઓ તેની આગળ આવતાં અને તેની આગળથા પોતાના હુકમો લેતાં. તેને એક ખુબસુરત હુન્નરમંદ અને બાપના જેવો કીર્તિવંત છોકરો હતો. તેનું નામ સીયામક હતું. તે બખ્તાવર હતો અને કયોમર્સનું દિલ તેનાથી જીવતું (એટલે કે ખુશાલ) રેહતું. દુનિયામાં તે તેના દીદારથી ખુશ રેહતો, કારણ કે તે તેની બુનીઆદની એક ઘણી ફળદ્રુપ શાખા હતો (એટલે કે તે તેની બુનીઆદનો ઘણો ભલો બેટો હતો). તેના પ્યારને ખાતર તે તેના જાનને માટે રડતો હતો (એટલે કે ધાસ્તી રાખતો હતો કે રખેને તે બેટાના જાનને કાંઇ નુકસાન પહોંચે). (રખે તે મરણ પામે એવી) તેની જુદાઇની ચિંતાથી તે મનમાં બળ્યા કરતો હતો. આ[1] દુનિયાની રસમ અને રીત આવીજ છે કે એક બાપને પોતાના બેટાનું ઘણું કૌવત હોય છે. એ પ્રમાણે એક જમાનો ગુજરી ગયો અને પાદશાહની દૌલત રોશન થતી ગઇ. છુપી રીતે નાપાક આહરેમન[2] (તેનો દુશ્મન હતો). તે સિવાય આ દુનિયામાં તેનો કોઇ દુશ્મન નહીં હતો. બૂરા વિચારવાળા આહરેમને અદેખાઇથી મનમાં વિચાર કર્યો અને પોતાનો હાથ લંબાવ્યો. તેનો એક જનુની વરૂના જેવો છોકરો હતો, જે એક મોટાં લશ્કર સાથે રહીને હિમ્મતવાન થયો હતો. તેણે એક લશ્કર એકઠું કર્યું, અને પાદશાહ તરફ પોતાનો રસ્તો પકડયો અને કેઆની પાદશાહનુ તખત અને તાજ સોધ્યું. સીઆમકના નસીબ અને પાદશાહના નસીબની બરકતથી તે દેવજાદા ઉપર જેહાન અંધારી થઇ. તે સર્વ આગળ પોતાની (કયોમર્સ ઉપર હુમલો કરવાની) છુપી વાત કહેતો અને પોતાના ઘોઘાટથી તેણે જેહાનને ભરી નાખી. કયોમર્સને પોતાને એ વાતની કેમ ખબર પડે કે તેની સલતનત સામે કોઇ બદખાહ ઉભો થયો હતો? તેવામાં એકાએક મુબારક સરોશ એક પરીના[3]

---

૧ કલકટાની નકલ પ્રમાણે.

૨ બૂરી ખશલતનો દેવ.

૩ મોહલ પરીને વાઘના ચામડામાં આવતી જણાવે છે પણ પરી માટે આ પોષાક નાલાયક છે. માટે અંહી સીઆમકનો ઇસારો છે કે જે તેના બાપની માફક આગળ જણાવ્યું તેમ વાઘના ચામડાનો પોષાક પેહેરતો. 'બા' ને બદલે 'બે' વધારે દુરસ્ત છે.

રૂપમાં તે વાઘના ચામડા પેહેરેલા શખસ (શીયામક) પાસે આવ્યો, અને છુપી રીતે તેને આએ સઘળી વાત એક નાકેથી બીજે નાકે સુધી કહી કે દુશ્મન તેના બાપ સાથે શું કરવા માગે છે.

## સીઆમકનું દેવને હાથે માર્યું જવું.

જ્યારે બૂરૂં ઇચ્છનાર નાપાક દેવના કામની વાત સીયામકના કાને પહોંચી, ત્યારે તે શાહજાદાનુ દિલ જોશમાં આવી ગયું. તેણે લશ્કર એકઠું કર્યું અને તેઓના કાન ખુલ્લા કીધા. પોતાના શરીરને વાઘના ચામડાથી ઢાંકયું, કારણ કે તે વખતે લડાઇની વેળા બખ્તર પેહરવાનો રિવાજ ન હતો. તે લડાઇ સોધવા દેવની સામે થયો. જ્યારે બેઉ લશ્કરો એકમેકની સામે મળ્યાં, ત્યારે સીયામક ઉઘાડે શરીરે બહાર આવ્યો અને પેલા આહરેમનજાદાને વળગી પડયો. તે કમબખત શીહા દેવે પોતાનો પંજો માર્યો, અને શાહના શરીરને વાંકુ વાળી નાખ્યું. તે શાહજાદાના શરીરને જમીન ઉપર નાખ્યું અને પોતાના પંજાથી તેના જીગરને ચીરી નાખ્યું. સીયામક આવા બૂરા દેવને હાથે માર્યો ગયો અને અનજુમન સરદાર વગરની થઇ ગઇ. જ્યારે શાહ (કયોમર્સ) ફરજંદના મરણથી વાકેફ થયો ત્યારે દલગીરીને લીધે દુનિયા તેને મનથી અંધારી થઇ ગઇ. વિલાપ કરતો અને પોતાના નખે પોતાના શરીરપરના માશને ઉખેડી નાખતો તે તખત ઉપરથી નીચે આવ્યો. તેના બેઉ ગાલો લોહીથી ઝઝરતા હતા અને તેનું દિલ આગથી ભરેલું હતું. દુનિયાને તેણે પોતાને મનથી અકારી કીધી હતી. તેનું તમામ લશ્કર જારી કરવા અને રડવા લાગ્યું, અને શોકના આતશથી બળવા લાગ્યું. લશ્કરમાંથી રડવાનો પોકાર ઉઠયો અને તે પાદશાહના દરવાજા આગળ સફ સમારી ઉભું. તેઓએ પોતાના સઘળા પોષાક પીરોજા રંગના કીધા, બેઉ આંખો લોહીથી રડતી કીધો અને ચેહેરાને શરાબના રંગનો કીધો. ફાડીખાનારાં જાનવરો અને પક્ષીઓ અને જંગલી જાનવરો એકઠાં થયાં અને શોક કરતાં પહાડ ભણી જતાં રહયાં. તેઓ શોક અને દુઃખ સાથે ગયાં અને કેઆની પાદશાહની દરગાહમાંથી ધૂળ ઉડી[૧]. તેઓ એ પ્રમાણે એક વર્ષ શોકમાં રહયાં, અને પછી પેદા કરનાર સાહેબ તરફથી એક પેગામ આવ્યો. મુબારક શરોશ યજદ તેની આગળ દુઆનો પેગામ લાવ્યો કે " હવે વધારે વાર શોકના પોકાર ના કર અને પાછી હુશિઆરી પકડ. એક લશ્કર તૈયાર કર અને

૧ તે એટલે તેઓની કુચથી બધી ધૂળ ઉડી રહી.

મારા હુકમ પ્રમાણે તેને બહાર પાડ, અને તે (દેવોના) અનજુમનમાંથી એક ગીરદ ઉડાવ (એટલે તેઓનો સમુલો નાશ કર). જમીનની સપાટીને એ બૂરી કરણીવાળા દેવથી ખાલી કર અને તારા દિલને કીનો લઇ ખાલી કર." તે નામવર પાદશાહે પોતાનું સર આસમાન તરફ કર્યું, અને બદગુમાણુવાળા (દેવો) ઉપર શ્રાપ નાખ્યા. તેણે બુલંદ (આસમાન) તરફ ફરી પોતાના ખોદાનું નામ પોકાર્યું અને આંખો લુછી નાખી (એટલે રડવાનું બંધ કીધું). પછી સીઆમકનો કીનો લેવા ઉતાવળ કીધી અને રાત દહાડો નહીં આરામ ભોગવ્યો કે નહીં ઉંઘ.

## કયોમર્સ અને હોશંગનુ શીહા દેવની લડાઇમાં જવું.

બખ્તાવર શીઆમકને એક છોકરો હતો કે જે બપાવા આગળ એક દસ્તૂર (વજીર) ની જગા સાચવતો હતો. તે ઉંચે મરતબેનાનું નામ હોશંગ હતું. તું કહેશે કે તે સઘળી દાનાઇ અને અક્કલથી (ભરપૂર) હતો. પોતાના બપાવાની આગળ તે બાપનો યાદગાર હતો. બપાવો તેને પોતાની છાતીએ રાખી પાળતો હતો. બપાવો તેને પોતાના છોકરાની જગાએ ગણતો અને તેના સિવાય કોઇ ઉપર નજર નહીં કરતો. જ્યારે તેણે કીના અને લડાઈ ઉપર પોતાનું દિલ દોડાવ્યું, ત્યારે ચઢતે મરતબેના હોશંગને બોલાવ્યો. જે કાંઇ બની ગયેલું હતું તે સઘળું તેને કહી સંભળાવ્યું, અને સઘળી છુપી વાતોના ભેદ ખુલ્લા કીધા કે "હું એક લશ્કર તૈયાર કરવા માગું છું અને (લડાઇનો) પોકાર ઉડાવા માગુ છું. તુંએ તે લશ્કરનો સરદાર થવું જોઇએ, કારણ કે મારો તો હવે જવાનો (એટલે મરવાનો) વખત આવ્યો છે અને તું જવાન સરદાર છે." તેણે પરીઓ અને ફાડી ખાનારાં જાનવરોમાંથી ચીત્તા અને સિંહ અને વરૂ અને દલેર વાઘોને એકઠા કર્યા. લશ્કર, ફાડીખાનારાં જાનવરો અને પક્ષીઓ અને પરીઓ અને પાળેલાં જાનવરો એ સઘળાં દુનિયાના પાદશાહ (કયોમર્સ) ના હુકમ તળે હતાં.[૧] લશ્કર, ફાડી ખાનારાં અને હળીમળી જાય એવાં જાનવરો અને પક્ષીઓ અને પરીઓનું (બનેલું હતું) અને તેઓનો સરદાર તોર અને બહાદુરી સાથેનો (હતો). લશ્કરની પીઠ પાછળ કયોમર્સ શાહ હતો અને તેનો નબીરો હરોલમાં આગળ લશ્કર સાથે હતો. સીહા દેવ ધાસ્તી અને ચિંત્તા સાથે આવ્યો અને આકાશ ઉપર ધૂલ ઉડાવા લાગ્યો.

---

૧ કલકતા એડીશનમાં એ બીટી વધુ છે.

ફાડીખાનારાં જાનવરોના ઘોઘાટને લીધે દેવના પંજા દુનિયાના પાદશાહ (કયોમર્સ) ની નજરમાં સુસ્ત થઇ ગયેલા માલૂમ પડયા. બેઉ લશ્કરો એકમેક સાથે લડાઇમાં પડયાં અને ફાડી ખાનારાં અને હળી જાય એવાં જાનવરોથી દેવો આજેજ થયા. હોશંગે એક શેરની માફક પોતાનો હાથ લંબાવ્યો અને પેલા લડાયક દેવ ઉપર જેહાનને તંગ કીધી. તેણે તેનું પગથી તે માથા સુધીનું ચામડું ઉખેડી નાંખ્યું અને તે સરદારે તેનું, કોઇ બરાબરી નહીં કરી શકે એવું, (ગંજાવર) માથું કાપી નાંખ્યું. તેને પગ નીચે નાખ્યો અને કંગાળ રીતે તેને કચડી નાંખ્યો. તેની ઉપરનુ ચામડું ચીરી નાંખ્યું, અને તેના કામને ઉંધું માર્યું જ્યારે એ કીનાનો લેનાર આવ્યો (એટલે જ્યારે સીયામક નો કીનો લીધો) ત્યારે કયોમર્સનો વખત પુરો થયો. તે ગયો અને જેહાન તેનાથી ખાલી રહી. તું જો કે કોણુને તેની (દુનિયાની) નજદીક આબરૂ છે ? તેણે આ ફરેબથી ભરપૂર દુનિયાની દોલતને એકઠી કરી. બીજાઓને ફાયદાનો રસ્તો દેખાડયો પણ પોતે તેનો લાભ નહીં ભોગવ્યો. આએ દુનિયા તમામ ફકત એક કથા જેવી છે. કોઇ પણ માણસ ઉપર ભુડું કે ભલું લાંબો વખત કાયમ રેહેતું નથી.

## હોશંગ.

### હોશંગની પાદશાહી ૪૦ વર્ષ સુધી હતી.

જેહાનના પાદશાહ અક્કલમંદ અને ઇનસાફી હોશંગે પોતાના બપાવાની જગ્યાએ પોતે તાજ માથાપર મેલ્યું. ચાલીશ વર્ષનો ચકરાવો તેના ઉપરથી પસાર થયો. તેનું મગજ અક્કલથી અને તેનું દિલ ઇનસાફથી ભરપૂર હતું. જ્યારે તે બુલંદ મરતબાની જગ્યા ઉપર બેઠો ત્યારે શાહનશાહી તખત ઉપરથી એ પ્રમાણે બોલ્યો કે “ હું સાતે ખંડો ઉપર પાદશાહ છું. હું સઘળે ફતેહમંદ અને હુકમ ચલાવનારછું. ફતેહમંદ ખોદાતાલાના હુકમથી ઇનસાફ અને બખશેશ માટે મેં મારી કમર તંગ બાંધી છે.” એ પછી તેણે દુનિયાને તમામ આબાદ કીધી, અને તમામ દુનિયાની સપાટીને ઇનસાફથી પૂર કીધી. પેહલવેહેલાં એક કિમતિ પદાર્થ તે પોતાના હાથમાં લાવ્યો. પોતાની અક્કલથી તેણે લોખંડને પથ્થરથી જુદું પાડયું. પાણીને રંગતું લોખંડ, જે તેણે કઠણ પથ્થરમાંથી બહાર ખેંચી કાઢયું હતું, તેને તેણે પોતાની માયા પુંજી બનાવી (એટલે ધાતુની ખાણોમાંથી ધાતુ ખોદી કાઢી પેહેલવેહલો તેણે ધાતુનો

પૈસા તરીકે ઉપયોગ કરવા માંડયો). લોખંડની સોધ કીધી કે પછી લુહારનો ધંધો દાખલ કીધો, જે મારફતે તેણે, કુહાડી, કરવત, અને ચાંચવા તૈયાર કર્યા. જ્યારે એ કામ થયું, ત્યારે પાણીના ઉપાયો કરવા માંડયા. મોટી નદીઓમાંથી પાણી લાવ્યો અને મેદાનોને પાણીથી નવાજ્યાં. નદી નાળાંઓમાં પાણીનો માર્ગ કીધો અને પાદશાહી દમામની બરકતથી (ખેડુતોની) મેહનત કમી કીધી. જ્યારે માણસોનું જ્ઞાન એ ઉપર, એટલે બી રોપવા, વાવણી કરવા અને કાપણી કરવા ઉપર વધ્યું, ત્યારે દરેક જણ પોત પોતાની રોટી તૈયાર (એટલે પેદા) કરવા લાગ્યું. કામ કરવા લાગ્યું (અથવા ખેતી કરવા લાગ્યું) અને પોત પોતાનો સામન પિછાનવા લાગ્યું (એટલે પોતાની હલાલ મેહનતથી ઉત્પન્ન કરેલી ચીજોની કિમત પિછાનવા લાગ્યું). આ સઘળાં કામો હાર પડયાં, તે આગમચ મેવા સિવાય કોઇ પણ બીજી ચીજ ખાવા લાયક હતી નહીં. માણસ જાતનાં સઘળાં કામો તેઓની મરજી પ્રમાણેનાં (સગવડ ભર્યાં) ન હતાં, કારણ કે તેઓનો પોષાક પણ સઘળો પાતરાંનો હતો.

## જશને સદેહની સ્થાપના.

આપણા વડવાઓનો એક રિવાજ અને તરીકો હતો અને ખોદાતાલાની પરસ્તેશ ફેલાયલી હતી. જેમ આરબોમાં પથ્થરનો મેહરાબ હોય છે (કે જે તરફ તેઓ નિમાજ વખતે મોહ કરે છે) તેમ તે વખતે શોભિતા રંગનો આતશ હતો. પથ્થરમાં સમાએલો આતશ તેનાથી (હોશંગથી) જાહેરમાં આવ્યો. તેનાથી દુનિયામાં રોશનીનો ફેલાવો થયો. એક દહાડો પોતાની ટોળકીનાં કેટલાંક માણસો સાથે જેહાનનો પાદશાહ પહાડ તરફ ગયો. દૂરથી કાળા રંગની, કાળા શરીરની અને શેતાબ જતી એક લાંબી ચીજ તેના દીઠામાં આવી. તેના શરીરપરની બે આંખો જાણે લોહીના બે ચશમાઓ હતા. તેના મોહમાંથી નીકળતા ધુંવાથી જેહાન કાળા રંગની થઈ ગઇ હતી. હોશ અને ડહાપણુવાળા હોશંગે નજર કીધી અને એક પથ્થર ઉચક્યો અને બહાદુરાથી આગળ ગયો. પાદશાહી જોરથી તેણે હાથમાંથી પથ્થર ફેંકયો.[૧] જેહાનને સોધનાર પાદશાહ આગળથી પેલો જેહાનને બાળી નાંખનાર સાપ કુદી નાઠો, અને તે નાહનો પથ્થર મોહટા પથ્થર ઉપર આવી પડયો. પેલો અને આએ બેઉ પથ્થરો ભાંગી ટુકડા થઇ ગયા. બેઉ પથ્થરોમાંથી રોશની બહાર પડી અને રોશનીથી પથ્થરનું દિલ આતશના રંગનું

૧ Vuller નું "બેયાઝીદ દસ્ત", એટલે હાથ લંબાવ્યો વધારે દુરસ્ત દિસે છે.

થયું. સાપ માર્યો નહીં ગયો પણ તે પથ્થરમાંથી છુપાએલો આતશ બહાર આવ્યો. જેબી કોઈ શખસ પથ્થરપર લોખંડ મારે તેનાથી રોશની પ્રગટી નીકળતી. જેહાનદાર પાદશાહે દુનિયાને પેદા કરનાર સાહેબ આગળ નીઆએશ કીધી અને દુઆ ગુજારી કે તેને આવી રોશની હદીઆ તરીકે આપી. પછી પેલા આતશને તે જગ્યાએ કેબલો બનાવી પરથ્યો. તેણે કહયું "આએ ખોદાઇ રોશની છે, અગરજો તમો ડાહયા હોવતો એની પરસ્તેશ કરવી જોઇએ." જ્યારે રાત પડી ત્યારે આતશને એક પહાડ જેવો બુલંદ રોશન કીધો અને પાદશાહે પોતાના માણુસો સાથે તેની આશપાસ તે રાત્રે જશન કર્યું અને શરાબ પીધો, અને તે મુબારક જશનતું નામ 'સદેહ' કરી આપ્યું. હોશંગથી એ સદેહનું જશન યાદગાર રહી ગયું છે. તેના જેવા બીજા ઘણા પાદ-શાહો થજો, કે જેણે આબાદી કરીને દુનિયાને ખુશાલ કીધી. દુનિયા તેને ખુબી સાથે યાદ કરવા લાગી. ખોદાઇ નુર અને પાદશાહી દમામથી તેણે જંગલી જાનવરો, ગોરખરો અને બહાદુર હરણોથી ગાય, ગધેડાં અને ગોસફંદોને જૂદાં કીધાં, અને જે કાંઇ ફાયદેમંદ હતું તે કામમાં લાવ્યો. જેહાનદાર હોશંગે ડહાપણથી કહયું કે "તેઓને તમો જોડી બનાવીને જૂદાં જૂદાં રાખો. તેઓથી ખેતી કરો, તેઓથી ખરીદી કરો. તેણે પોતે તેઓને તાજને માટે (રાજ્યને ખરચે) પાળ્યાં. જાનવરોમાંથી જેઓના બાલ મજાના હતા તેઓને મરાવ્યાં, અને તેઓનું ચામડું કઢાવી લીધું. સનજાબ[૨] અને કાકમ[૨] અને ગરમ (બાલવાળું) કોહલું અને ચોથું સમુર[૨] કે જેના વાલ નરમ હોય છે, તે સઘળી કીશમના જાનવરોનાં ચામડાંથી, વાચાવાળાઓ (માણુસો) નાં શરીરો ઢાંકયાં. તેણે ઘણું બખશ્યું, અને ફેલાવ્યું અને ખાધું અને સોંપ્યું. પોતે ચાલ્યો ગયો અને નેકીના નામ સિવાય કાંઇ લઇ ગયો નહીં. ચાલીશ વર્ષ સુધી ખુશી અને નાજ અને ઇનસાફ અને બખશેશ સાથે તે સરફરાજ હતો. તેટલા વખતમાં તેણે તાલમેલ અને બે શુમાર અંદેશા સાથે ઘણી રંજ ખેંચી. જ્યારે તેનો સારો વખત આવ્યો, ત્યારે બુલંદ મરતબાનું તખત તેનાથી ખાલી પડયું. જમાનાએ તેને એક પળનો વધુ વખત નહીં આપ્યો, અને તે હોશ અને ડહાપણવાળો હોશંગ ચાલ્યો ગયો. આ દુનિયા તારી સાથે માયા કાયમ સુધી નહીં બાંધશે, અને વળી પોતાનો ચેહરો જાહેર રીતે તુંને નહીં દેખાડશે.

---

૨ ત્રણે નોળીઆની જાતનાં જાનવરો છે.

# તેહેમુરસ.

## દેવબંદ તેહેમુરસની પાદશાહી ૩૦ વર્ષની હતી.

તેનો એક તેહેમુરસ નામનો અક્કલવાળો, ઉંચા મરતબાનો, દેવોને બાંધનાર, એક છોકરો હતો. તે આવ્યો અને બાપના તખ્ત ઉપર બેઠો અને પાદશાહી દમામથી કમર ઉપર કમર બંધ બાંધ્યો. લશ્કરમાંથી સઘળા મોબેદોને બોલાવ્યા, અને નરમાસથી કેવા લંબાણથી તેઓને સખુનો કહ્યા! તેણે એ પ્રમાણે કહ્યું કે "આજે આએ તખતગાહ, તાજ, ગુરજ અને કોલાહ મને જેબ આપે છે. હું અક્કલથી દુનિયાને બદીઓથી ધોઇ નાખીશ અને ત્યાર પછી આખી દુનિયાને મારા તખતની બેઠકની જગ્યા બનાવીશ. દરેક જગ્યાથી દેવોની સત્તા હું કમતી કરીશ, કારણ કે હું દુનિયાનો માલિક થવા માગુંછું. આ દુનિયામાં જેબી કાંઇ ફાએદેમંદ હશે, તેને હું જાહેરમાં લાવીશ અને તેને બંદમાંથી છુટી કરીશ." પછી મેઢાં અને બકરાંની પીઠ ઉપરથી ઉન અને વાલ કાપી કાઢયા, અને લોકોએ કાંતવા તરફ ધ્યાન લગાડયું. તેમાંથી કોશેશ કરી કપડાં બનાવવાં માંડયાં. પાથરવા ઓઢવાની ચીજો બનાવવાનો હુન્નર શિખવનાર પણ તેજ હતો. જાનવરોમાંથી જેઓ શેતાબ ચાલનારાં હતાં, તેઓને પાલો અને ઘાસ અને જવ ખોરાક તરીકે આપવા માંડયાં. જંગલી ફાડીખાનારાં જાનવરો ઉપર પણ નજર દોડાવી અને તેઓમાંથી શિયાળ અને ચિત્તાને ચુંટી કાઢયા. કોઇ યુક્તિથી તેઓને જંગલ અને પહાડમાંથી લઇ આવ્યો, અને એ ટોળાંનાં જાનવરો તેના તાબામાં આવ્યાં. પક્ષીઓમાંથી પણ જેઓ સુંદર બનાવટનાં હતાં, જેવાં કે બાજ, અને ગરદન ઉડાવનાર સકરો તેઓને લાવ્યો, અને તેઓને શિખવવા માંડયું. તેનાં (આવાં કામો) થી સારી દુનિયા અજબ થવા લાગી. તેણે હુકમ ફરમાવ્યો કે એઓ સાથે નરમાસથી વરતવામાં આવે અને નરમ અવાજથી તેઓને બોલાવવામાં આવે. જ્યારે એ સઘળું કરવામાં આવ્યું, ત્યારે મરઘી અને મરઘો કે જેઓ (સવારના પોહોરમાં) ઢોળ[1] વગાડતી વખતે વાસે છે, તેઓને (કેળવવા માટે) લાવ્યો. જેમ ઘટતું હતું, તેમ ગુપચુપ રીતે તમામ ફાયદેમંદ ચીજો પસંદ કીધી. તેણે કહ્યું કે "ખોદાતાલાની નીઆએશ કરો. દુનિયાને પેદા કરનાર સાહેબની સ્તુતિ કરો. કારણ કે તેણે આપણને જંગલી જનાવરો ઉપર કાબુ

---

૧ પૂર્વ તરફના મુલકોમાં પાદશાહી દરબારોમાં હજુર પણ રિવાજ છે કે બડી બામદાદે ઢોલનો ડંકો વજાડવો.

આપ્યો છે. જેણે આપણને એ રસ્તો દેખાડયો છે તેને શેતાયશ હોજો." તેનો એક પાક દસ્તુર હતો કે જેનો વિચાર બૂરી કરણીથી હમેશાં દૂર રેહતો. સઘળી જગ્યાએ તે માન પામતો અને તેનું નામ શીદરપ હતુ. અને કોઇ પણ જગ્યાએ તે નેકી શિવાય પગલું ભરતો ન હતો. આખો દહાડો તે ખોરાકથી પોતાના બેઉ હાથો બંધ રાખતો અને રાત્રે ખોદાતાલા સનમુખ (બંદગી માટે) ખડે પગે રેહેતો. વળી તે સર્વ કોઇનો દિલથી દોસ્ત થયો હતો. રાત્રે નિમાજ અને દિવસે રોજો (અપવાશ) એ તેનો રિવાજ હતો[1] પાદશાહના (બુલંદ) સેનારાનું તે મૂળ હતો, અને બદખાહોનો જાન તેનાથી બંધ હતો. પાદશાહને સઘળો નેકીનો રાહ દેખાડતો અને રાસ્તીથી ચઢતો દરજ્જો મેળવવાની ખાએશ રાખતો. પાદશાહ બદીથી એવો તો સ્વચ્છ થયો હતો કે તેનાથી ખોદાઇ નુર પ્રકાશતું હતું. જ્યારે (કોઈ પાદશાહને) એવો કાર આગાહ દસ્તુર હોય ત્યારે તું પાદશાહમાં પણ ઘણી ખુબીઓની આશા રાખ.[2] પાદશાહ ગયો અને આહેરેમનને કોઈ યુક્તિથી બાંધ્યો, અને જાણે એક શેતાબ ઘોડા ઉપર બેશે તેમ તેની ઉપર બેઠો. વખતે વખત તેની ઉપર જીન મેલતો અને દુનિયાની આશપાશ શેતાબ ચલાવતો. જ્યારે દેવોએ તેનું કામ જોયું ત્યારે તેઓએ તેના ફરમાન નીચેથી પોતાની ગરદન ખેંચી લીધી. મોટી સંખ્યામાં તે દેવો એકઠા મળ્યા કે (કોઇ યુક્તિ કરે કે) તેનાથી (તેહમુરસથી) સોનેરી તાજ ખાલી પડે (એટલે તેનું તાજ છીનવી લીએ). જ્યારે તેહેમુરસ તેઓના કામથી વાકેફ થયો, ત્યારે ગુસ્સે થયો અને તેઓનું બાજાર તોડી નાખ્યું (એટલે દોર તોડયો). ખોદાતાલાની મેહરબાનીની બરકતથી તેણે કમ્મર બાંધી અને ગરદનપર ભારી ગુરજ ઉઠાવ્યો. લડાયક દેવો અને હીકમતબાજો અને જાદુગરો મોહટાં લશ્કર પેઠે બહાર પડયા. ઝનુની સીહા દેવ તેઓનો સરદાર હતો, અને તેઓએ આસમાન તલક ધોધાટ ઉઠાવ્યો. હવા અંધકારના રંગની અને જમીન અંધારી થઈ ગઇ, અને બેઉ આંખો તે (અંધારા) માં ગોટાં ખાવા લાગી. આફ્રીનને લાયકનો જેહાનદાર તેહમુરસ લડાઈ અને કીના માટે કમ્મર બાંધી આવ્યો. એક બાજુએ (એટલે દેવોના લશ્કર તરફથી) આતશનો અવાજ અને દેવોનો ધુમાડો, અને બીજી બાજુએ જેહાનદાર પાદશાહના દલેર પેહલવાનો. (તેહેમુરસે) એકદમ દેવો સાથે લડાઈ શરૂ કીધી. તેઓની

---

૧ 'રૂઝ'ને બદલે શબોરૂઝ લઇએ તો રાત દહાડો નિમાજ એમ દુરસ્ત અર્થ થાય.

૨ કલકતા એડીશન.

લડાઇને ઘણો વખત લાગ્યો નહીં. તેઓ (દેવો) માંથી બે ભાગને તેણે યુક્તિથી બાંધી લીધા, અને બીજાઓને ભારી ગુરજથી કચડી નાખ્યા. તેઓને જખમી થયલા અને નામોશી ભરેલી રીતે બાંધેલા ખેંચી કાઢયા. તે વખતે તેઓએ પોતાના જાન બચાવવા માટે માફી માગી કે "અમોને ના મારી નાંખ કે તું અમારેથી એક નવો હુન્નર શિખશે, જે તને ઉપયોગી થઈ પડશે." નામવર પાદશાહે તેઓને માફી બખશી કે તેઓ છુપો ભેદ જાહેર કરે. જ્યારે તેઓનું સર એના બંદમાંથી છુટું થયું, ત્યારે નાચારીએ તેઓએ તેની દોસ્તી સોધી. તેઓએ પાદશાહને લખતાં શિખવ્યું અને જ્ઞાનથી તેના દિલને રોશન કીધું. એક જાતના લખવાના અક્ષર નહીં, પણ નજદીક ત્રીશ જાતના અક્ષર, શું રૂમી, શું અરબી કે શું ફારશી, શું સોગ્દી, શું ચીનાઇ, કે શું પેહેલવી (શિખવ્યા), અને જેમ તમો તે સાંભળોછો તેમ ચીતારતાં (એટલે લખતાં શિખવ્યું). જેહાનદાર પાદશાહ ત્રીશ વર્ષના અરશામાં એના કરતાં તે શું વધારે હુન્નર જાહેરમાં લાવી શકે? તે ચાલ્યો ગયો અને તેના વખતનો છેડો આવ્યો અને તેની સઘળી મેહેનત તેનાથી યાદગાર રહી ગઇ. એ જેહાન! જ્યારે તું કાપી નાખવાની (એટલે માણુસ જાતને આખેરે મારી નાંખવાની) છે ત્યારે પાળણ પોષણ ના કર. જ્યારે તું કાપી નાખવાની છે ત્યારે પાળીને ઉધારવામાં શું ફાયદો? એકને તું આસમાનના બુલંદ ચકરાવા ઉપર ચઢાવે છે અને પછી એકાએક તેને હલકી જમીનપર ફેંકે છે.

## જમશેદ.

### જમશેદની પાદશાહી સાતસો વર્ષની હતી.

જ્યારે નામવર પાદશાહ અંહીથી ગુજર પામ્યો ત્યારે બાપની જગ્યાએ દીકરો નામવર થયો[1]. તેનો છોકરો ઊંચા મરતબાનો જમશેદ કમર બાંધીને અને તેની શિખામણ દિલમાં યાદ રાખીને બખ્તાવર બાપના તખત ઉપર આવ્યો. કેઆની રસમ પ્રમાણે તેના માથા ઉપર શોનેરી તાજ હતું. શાહનશાહી દમામ શાથે તેણે કમર બાંધી અને એક નાકેથી બીજે નાકે સુધી સઘળી દુનિયા તેની તાબેદાર થઇ. લડાઇથી જમાનો ફારેગ થયો અને દેવ અને પક્ષીઓ અને પરી તેના ફરમાન હેઠળ આવ્યાં. તેનાથી દુનિયાની આબરૂ વધી અને પાદશાહી તખત તેનાથી રોશન થયું. તેણે કહ્યું કે હું ખોદાતાલાની

[1] ક. એડીશન.

બરકતથી એક પાદશાહ પણ છું, અને એક મોબેદ પણ છું. બૂરા આદમીઓના હાથ હું બૂરાઈથી દૂર રાખીશ. રવાનનો હું રોશની તરફ રસ્તો કરીશ. પેહેલાં વેહલાં તે લડાઇનાં હથિયાર ઉપર હાથ લઈ ગયો, (એટલે તે બનાવવા ઉપર ધ્યાન આપ્યું) અને કીર્તિ સોધવાનો દરવાજો પેહેલવાનોને સોંપ્યો. પાદશાહી નુરની બરકતથી લોખંડને નરમ કીધું (અને લડાઈને લગતી ચીજો) જેવી કે લડાઇની ટોપી અને વસ્ત્ર અને બખતર અને બખતર હેઠળ પેહરવાનાં વસ્ત્ર અને લોખંડી પેહેરણ અને ઘોડાનું બખતર એ સર્વને પોતાના રોશન મગજની બરકતથી હસ્તીમાં લાવ્યો. એમાં તેણે પચાશ વર્ષ રંજ લીધી અને તેનો મોહટો જથ્થો એકઠો કર્યો. બીજાં પચાશ વર્ષ સુધી, તેણે સાધારણ પોષાક, કે જે માણસો જેમ મિજલસોમાં તેમજ લડાઇમાં પેહેરે છે, તેને માટે વિચાર કર્યો. સણ, રેશમ, બાલ અને કાચ્ચું રેશમ, મજલીન, કિમતિ દીબા અને બીવર જાનવરના બાલનાં કપડાં બનાવ્યાં. તેઓને (એટલે લોકોને) કાંતવાનું અને વણવાનું કામ અને તારમાં આડા તારો ગુંથવાનું કામ શિખવ્યું. જ્યારે વણવાનું કામ તમામ થયું ત્યારે લોકોએ એનાથી ધોવાનું અને શીવવાનું તમામ કામ શિખવાનું શરૂ કીધું. જ્યારે એ તમામ થયું ત્યારે બીજું કામ શરૂ કર્યું. જમાનો તેનાથી ખુશી થયો અને તેપણ ખુશી થયો. દરેક ધંધાદારીઓની અનજુમન એકઠી કીધી અને એ કામમાં પણ પચાસ વર્ષ લીધાં.

તે ટોળો, કે જેને તમો આમુજીઆંન[1] કહોછો અને જેઓને તમો પરસ્તેશ કરનારાઓની રસમ પ્રમાણે ચાલનારા તરીકે જાણોછો, તેઓને તેણે બીજા ટોળાઓ વચ્ચેથી જુદા પાડયા અને પરસ્તેશ કરનારાઓની જગ્યા પહાડ ઉપર બનાવી કે બંદગી એ તેઓનું કામ થઇ પડે, અને પોતાના રોશન જેહાનદાર ખોદા શનમુખ નમાના રહે. એક બીજા ટોળાને તેણે બીજા હાથ ઉપર બેસાડયો અને તેનું નામ નીસાર્યાન કરી પાડયું, કે જેઓ લડાઇ ઊઠાવનાર બહાદુર મરદો હતા અને લશ્કર અને મુલકને કીર્તિ આપનારા હતા. પાદશાહી તખત તેઓથી ટકેલું હતું અને બહાદુરીનું નામ તેઓથી પગભર હતું. ત્રીજા ટોળાને તું નસુદીના નામથી પિછાન, કે જેઓની ઉપર કોઇના તરફથી ઊપકાર થતો નથી.[2] તેઓ વાવણી કરેછે, મેહેનત કરેછે, અને કાપણી કરેછે. ખાતી વખતે

---

૧ Vuller અચે કલકતા એડીશન પ્રમાણે કાનુજીઆંન.

૨ "બર કસ અઝ ઇશાન" ને બદલે 'અઝ કસ બર ઇશાન" જોઇએ, કારણ એકે મતલબ એછે કે "તેઓ સ્વતંત્ર હતા, તેઓ કોઇના આભારી ન હતા."

કોઇનો તાંણો સાંભળતા નથી (એટલે કોઇના ઓસીયાળા નથી). જોકે પોષાકમાં ગરીબ તોપણ કોઇના ફરમાનબરદાર નથી. ઠપકાના અવાજથી તેઓના કાન છુટા હતા (એટલે કોઇના તાંણા કે ઠપકો સાંભળતા નહીં). તનથી સ્વતંત્ર અને તેઓથી દુનિયા આબાદ હતી. કજીઆ કંકાશ અને તકરારથી તેઓ છુટા છે. પેલા છુટા વિચારના સખુન બોલનારે શું સખુનો કહયા છે કે "આળશાઇ એક છુટા માણુસને બંદીવાન કરે છે." ચોથો ટોળો, કે જેને આહતુખુશી કહેતા, તેઓ તુંડાઇથી હાથે કામ કરનારા (કારીગરો) હતા, જેઓની સાથે કામ કરનારાઓનો એક ધંધો હતો. તેઓનું મન હમેશાં વિચારમાં હતું. એ કામમાં પણ તેણે ૫૦ વર્ષ લીધાં અને ઘણી ચીજો બક્ષેસ કીધી. એઓમાંથી દરેકને માટે તેઓને લાયકનો એક મરતબો મુકરર કીધો અને તેઓને રસ્તો દેખાડયો, કે તેથી દરેકજણ પોત પોતાનો દરજ્જો તપાસે અને વધુ ઓછું જાણીલે. પછી નાપાક દેવોને ફરમાવ્યું કે પાણીમાં માટી મેળવે. માટીમાંથી શું બને છે તે જયારે તેઓએ જાણ્યું, ત્યારે તુરત ઇતરડી માટે ઘાટો બનાવ્યા. પથ્થર અને ચુનાથી દેવોએ દિવાલ બનાવી. પેહેલ વેહલાં તેણે તે (ઇમારતો) માટે નકશા બનાવ્યા અને ગરમ પાણીના હમામખાનાં, અને બુલંદ મેહલો, અને દુઃખ માંથી આશાયશ મળે તે માટેનાં મકાનો, એવા પ્રકારની (ઇમારતોની ગોઠવણુ કીધી). પછી કેટલોક વખત સુધી તેને પથ્થરમાંથી જહવેરો સોધવા માંડયાં અને તે ખાહેશમંદ પાદશાહે તેમાંથી રોશની કીધી (એટલે ચળકતાં જહવેરો ચુટી કાઢયાં). તેના હાથમાં કેટલીક જાતનાં જહવેરો જેવાં કે યાકુત, અને અંબર અને રૂપું અને શુનું આવ્યાં. કોઇ યુક્તિથી તેઓને પથ્થરમાંથી બહાર કાઢયાં અને જે (આજસુધી) છુપું હતું તેની તમામ કુંચી મળી. ત્યારપછી સઘળી ખુશબોઇઓ, જેના સુગંધની માણસજાતને ગરજ પડે છે, જેવી કે લોબાન અને કપુર અને સ્વચ્છ કસતુરી અને ઉદ અને અમ્બર અને રોશન ગુલાબ તે સોધી કાઢી. ત્યારપછી બિમારો માટે તબીબાત અને ઊપાયો અને તનદુરસ્તીના દરવાજા અને દુઃખ ટાળવાના રસ્તાઓ, એ સઘળાંના ભેદો પણ જાહેર કર્યા. દુનિયામાં એના જેવો ખાહેશમંદ (સોધી કાઢનાર પાદશાહ), કોઇ થયો નથી. ત્યારપછી વહાણમાં બેસી પાણીપર સફર કીધી અને એક મુલકથી બીજા મુલક ભણી શેતાબ આવ્યો. એ પ્રમાણે પણ પચાશ વર્ષ પસાર કર્યાં અને હુન્નરની કોઇપણ ચીજ પોતા સામે બંદ નહીં જોઇ. જયારે સઘળાં કરવા લાયક કામો જાહેરમાં આવ્યાં, ત્યારે દુનિયામાં પોતાના જેવો

બીજો કોઇ જોયો નહીં. જ્યારે તેનાં કામો પાર પડયાં ત્યારે પોતાની ચઢતીના દરજ્જાથી વધુ ઉંચ્ચે પગ મેલ્યો. પાદશાહી દબદબાથી એક તખત બનાવ્યું અને તેમાં કેટલાં બધાં ગોહરો જડયાં! જે (તખત) જ્યારે તે ઇચ્છતો ત્યારે દેવો ઉઠાવતા અને મેદાનમાંથી આકાશ તલક ઊંચકતા. પ્રકાશતા ખોરશેદની માફક તેની ઉપર હુકમ ચલાવનાર પાદશાહ હવામાં બેસતો. તેના તખત આગળ આખી જેહાન તેના નશીબના દમામથી અજબ થઈ એકઠી થઇ. તેઓએ જમશેદની ઊપર ગોહરો નાખ્યાં અને તે દિવસને નઓરોજનું નામ આપ્યું. વરસને પેહેલે દહાડે ફરવર્દીન મહિનો અને અહુરમજદ રોજે (માણુસ જાતનાં) શરીરોએ રંજથી આશાએશ લીધી અને તેઓનાં દિલ કિનાથી ખાલી હતાં.

નવા નરોજને[1] દહાડે બખતાવર દીને તે દુનિયાને રોશની આપનાર પાદશાહ તે તખત ઊપર બેઠો.[1] બુજોર્ગોએ ખુશાલીમાં સઘળી શીનગારની ગોઠવણ કરી અને શરાબ, જામ અને રામશગરોની ખાહેશ કીધી. એ પ્રમાણે એ મુબારક દીન તે જમાનાથી તે પાદશાહથી યાદગાર રહી ગયો છે. એ પ્રમાણે ૩૦૦વર્ષ કામ ચાલ્યું અને તેટલો વખત સુધી કોઇએ મોહત જોયું નહીં. કોઈરુપ શખસ બેકાર રહી શકતો ન હતો અને દુનિયામાં દરદમંદીકે બિમારી હતી નહીં.[2] લોકો રંજ અને બદી કાંઇ જાણતાં હતાં નહીં અને દેવોએ ગુલામની માફક (ફરમાનબરદારીની) કમર બાંધી હતી. એક કિમતિ તખત ઊભું કર્યું હતું અને તે ઉપર દુનિયાનો સાહેબ (જમશેદ)) બેઠો હતો. તે તખત ઉપર પાદશાહ જમશેદ, હાથમાં શરાબની પાદશાહી જામ પકડીને બેઠો હતો. તે તખતને દેવે ઊઠાવ્યું હતું અને મેદાનપરથી આકાશ તલક ઊંચકયું હતું. તખતની ઊપર લશ્કરનો સરદાર (જમશેદ) બેઠેલો હતો અને સઘળાં પક્ષીઓએ એક નાકેથી બીજે નાકે સુધી સફ સમારેલી હતી.[3] તેના હુકમોપર સઘળાં માણુસોએ બેઊ કાન ધર્યા હતા. સારી જેહાન રામશની અને ખુશાલીના અવાજથી પૂર હતી. એ પ્રમાણે ઘણાં વર્ષો ગુજર્યાં. ત્યાંસુધી પાદશાહ તરફથી કેઆની નુર પ્રકાશતું રહ્યું. તે ખુશાલ (પાદશાહ) થી સારી જેહાન ખુશાલ હતી. યજદાન તરફથી તેને નવી નવી બિસારતો મળતી.

---

૧ ક. એડીશનમાં વધુ. ૨ ક. એડીશન.

૩ ક. એડીશન. એ લીટીઓને મળતું લખણ આગળ આવી ગયું છે. માટે અંહીં એ પાછળથી દાખલ થયલી દિસેછે.

એ પ્રમાણે ઘણો વખત પસાર થયો અને પાદશાહથી લોકોએ ખુબી સિવાય કાંઇ જોયું નહીં. સારી જેહાન તેની ગુલામ થઈ રહી હતી અને જહાનદાર પાદશાહ દબદબા સાથે બેસતો હતો (પછી) એકા-એક તેણે પોતાનાં બુજોર્ગીભર્યાં તખત તરફ નજર કીધી અને દુનિયામાં પોતાની બરાબરીઓ કોઇને જોયો નહીં. ખોદાને પિછાનનાર આ પાદશાહે મગરૂરી કીધી. ખોદા તરફથી પીઠ ફેરવી અને અનુપકારી થયો. તેણે લશ્કરમાંથી મોટાં માણસોને પોતાની પાસે બોલાવ્યા અને તેઓની આગળ કેવા (હલકા) પ્રકારના સુખનો તેણે કહયા! તેણે તે મોટી ઊમ્મરના બુજોર્ગોને કહયું કે "હું મારા સિવાય કોઇની દુનિયાની માલેકી પીછાનતો નથી. આ દુનિયામાં હુન્નર મારાથી જાહેર થયો છે. પાદશાહી તખતે મારા જેવો કોઇ નામવર જોયો નથી. આ દુનિયાને ખુબીથી મેં શણગારી છે. આ દુનિયા જેમ મેં ઇચ્છયું તેમ બની છે. તમારૂં ખાવું, સુવું અને આરામ મારાથી છે. તમારૂં પેહરવું, ઓઢવું અને તમારી સઘળી મોરાદો મારાથી છે. બુજોર્ગી અને તાજ અને પાદશાહી મારાં છે. કોણ કહેછે કે મારા સિવાય કોઇ પાદશાહ છે? (મારાથી) દુનિયા દવા દારૂથી દુરસ્ત થઈ, એવી રીતે કે કોઇને બિમારી અથવા મોતથી નુકસાન થયું નહીં. જોકે દુનિયામાં ઘણાક પાદશાહો થયા હશે, તોપણ મારા સિવાય બીજા કોણે મોતને દૂર રાખ્યું છે? મારાથી તમારા તનમાં હોશ અને જાન છે. જે કોઇ આહરેમન હશે તે મારા તરફ નહીં ફરશે (એટલે મને નહીં માનશે). જ્યારે તમે એ પ્રમાણે જાણોછો કે મેં આ કર્યું છે ત્યારે તમોએ મને દુનિયાનો પેદા કરનાર ગણવો જોઇએ." (આ સાંભળીને) સઘળા મોબેદોએ માથાં (વિચારમાં) નીચે નાખ્યાં અને કોઇપણ કાંઈ ચુનોચેરા કરી શકયું નહીં. જેવો તે એ સુખન બોલ્યો કે ઇશ્વરી નુર તેનામાંથી જતું રહયું અને સઘળી આલમમાં હોહા થઇ રહી. તેની દરગાહમાંથી સઘળાઓએ મોહો ફેરવ્યું, અને તેની આગળ કોઇપણ કીર્ત્તિવંત શખસ રહયો નહીં. ૨૩ વર્ષ સુધીમાં તેની દરબારમાંથી સઘળું લશ્કર વીખરાઇ ગયું. હુન્નર, જ્યારે તે ખોદાતાલા સાથે સંબંધ ધરાવતો નહીં, ત્યારે તે ભાંજફોડ (એટલે નાશ) ઊતપન્ન કરે છે અને કામને બંધ પાડેછે (એટલે, એક માણસમાં ગમે તેવો હુન્નર યા કેળવણી હોય પણ તે ખોદાને નહીં માને તો તે ફના થાય). પેલા હોશ અને નુરવાળા સખુન કેહનાર દાનાવે શું કહ્યું છે કે "જ્યારે તું પાદશાહ થાય ત્યારે ખોદાની બંદગી માટે કોશેશ કરજે." જે કોઇ ખોદા તરફ અનુપકારી થયો, તેના

દિલમાં હરેક તરફથી ધાસ્તી દાખલ થાય છે. જમશેદની ઊપર દહાડો શીહા થયો. દુનિયાને રોશન કરનાર તેનું પેલું નુર ઓછું થયું. જ્યારે તેનાથી પાક યજદાન ગુસ્સે થયો ત્યારે પાદશાહ તેથી વાકેફ થયો અને ધાસ્તી અને ચિંતાભર્યો થયો. જ્યારે પાક યજદાન તેનાથી આજુરદેહ થયો ત્યારે લોકોએ તે દરદના કોઇપણ ઊપાયનો માર્ગ જોયો નહીં. (જમશેદ) આંખમાંથી લોહી (ના આસુ પોતાના ગાલની) બાજુએ રેડવા લાગ્યો અને ખોદા આગળ માફ માગવા લાગ્યો. ખોદાઇ નુર તેના (મોહપર) થી ઘટી ગયું અને બદીની ધાસ્તી તે પોતા ઉપર લાવ્યો.

## જોહાકનું, તેના બાપસાથે (ની વર્તણુક)નું દાસ્તાન.

તે જમાનામાં નેજો ફેંકનારા સવારોના જંગલમાંથી (આવેલો) એક શખસ હતો. તે ઊંચ્ચા મરતબાનો અને પાદશાહ અને વળી નેક મરદ હતો. તે ખોદાતાળાના ડરથી ચોંકેલો[1] રહેતો હતો. તે ઉંચ્ચા મરતબા વાળાનું નામ મરદાસ હતું. ઇનસાફ અને બખશેસમાં તે ચઢતી કિશમનો હતો. દુધ દેનારાં ચોપગાં જાનવરોમાંથી દરેક કિસમનાં ૧૦૦૦ જાનવર તેને ત્યાં હતાં. તે પાક દીનના શખસે બકરાં અને ઊંટ અને મેંઢાંઓ, દુધ દોહનારા (ગવળી) ઓને આપ્યાં હતાં. વળી તેના ફરમાન હેઠળ દુધાળી ગાયો અને વળી પરી જેવા (ખુબસુરત) અરબી ઘોડાઓ હતા. જે ધણીને દુધની ગરજ પડતી તેના તરફ તે માલથી (એટલે દુધથી મદદનો) હાથ લંબાવતો. તે પાક દીનના શખસને એક છોકરો હતો જેનામાં થોડીક લેસભાર પણ માયા ન હતી. તે જેહાનને સોધનાર શખસનું નામ જોહાક હતું. તે દલેર ચપળ અને બેદરકાર હતો. તેને બીવરસ્પ કહેતા હતા. એ નામ પેહલવીમાં કહેતા હતા કારણ પેહેલવી ગણુત્રિ પ્રમાણે બીવર (નો અર્થ) દરી જબાનમાં દસ હજાર થાય છે. સોનેરી લગામ સાથેના આરબી ઘોડામાંના તેનીપાસે દસ હજાર ઘોડા હતા કે જે વખણાયલા હતા. રાત અને દહાડાના બે ભાગ (એટલે મોટો ભાગ), તે બુજોર્ગી (એટલે પોતાની સત્તા બેસાડવાને) ખાતર, નહીં કે કિનો લેવાને ખાતર, ઘોડાના જીનપર સવાર રેહેતો. એવું બન્યું કે એક દહાડો સવારના પોહોરમાં એબલીસ, એક ભલું ઇચ્છનારના રૂપમાં, આવ્યો. તેણે તેના (મકરદાસના) છોકરાનું દિલ નેકીથી ફેરવ્યું અને તે જવાને તેના બોલવા ઉપર કાન આપ્યા. જાણે કે તેનું બોલવું તેને ખુશ આવ્યું. તે તેના બૂરા કામથી વાકેફ ન હતો. પોતાનો હોશ દિલ અને

૧ છુટો અર્થ, 'થંડા પવન સાથેનો' એટલે ડચકાં ખાતો અથવા ચોંકેલો.

પાકજાન તેને આપ્યો (એટલે તેના બોલવા ઉપર ધ્યાન આપ્યું) અને પોતાના માથા ઉપર ખાક નાંખી (એટલે પોતાનો નાશ કર્યો).

જ્યારે એબલીસે જોયું કે તેણે ખાલી હવા ઉપર (એટલે તેની ખોટી દગલબાજ સમજાવત ઉપર) ધ્યાન આપ્યું છે ત્યારે તે અતિ ઘણો ખુશી થયો. તેણે ઘણી સારી સારી અને મજાની વાતો કહી. અને તે જવાનનું મગજ અક્કલથી ખાલી હતું. તેણે કહ્યું કે મારી પાસે ઘણીક વાતો છે કે જે મારા સિવાય કોઇ જાણતું નથી. તે જવાને કહ્યું કે "કહે અને ખોટી ના થા. ઓ નેક વિચારના મરદ! તું તે મને શિખવ." તેણે તેને જવાબ દીધો કે, "પેહેલ વેહેલાં હું તારી પાસે વચન માગું છું. ત્યારપછી હું તારી આગળ સર્વ સખુનો ખુલ્લા કરીશ." પેલો જવાન નેક દિલનો હતો, તેથી તેણે તેને વચન આપ્યું, અને જેમ તેણે ફરમાવ્યું તેમ સોગંદ ખાધા કે "તારો ભેદ કોઇ આગળ હું મુદલ બોલીશ નહીં. જે સખુન તું કહેશે તે હું સાંભળીશ." ત્યારે તેણે તેને કહ્યું કે "ઓ નામવર! મેહલમાં તારા સિવાય બીજો કોઇ શું કરવા પાદશાહ હોવો જોઇએ? જ્યારે તારા જેવો છોકરો હોય ત્યારે બાપ શું કરવા જોઇએ? મારાથી એ શિખામણ તારે સાંભળવી જોઇએ. આએ ઊમ્મરના ખાધેલા (એટલે બુઢા) ધણી ઉપર જમાનો લાંબો વખત સુધી ટકી રહેશે. (માટે) તું તેને ઘડી કરી નાંખ (એટલે તે જમાનાને ટુંકો કરી નાંખ). તેની દરગાહની માયા પુંજી તું લઇ લે. દુનિયામાં તેનો દરજ્જો તને જેબ આપવા લાયક છે. મારા એ બોલવા ઊપર જો તું વફાદાર રહેશે તો જેહાનનો તું એક પાદશાહ થશે." જ્યારે જોહાકે (આ વાત) સાંભળી ત્યારે વિચાર કીધો અને બાપના ખુનથી તેનું દિલ દરદભર્યું થયું. એબલીસને કહ્યું કે "એ સજાવાર નથી. તું બીજી વાત કહે, કારણ આએ વાત કામની નથી." તેણે જવાબ દીધો કે "આ સખુન થી જો તું ફરશે તો મને આપેલા વચનથી અને સોગંદથી તું ફરશે. તારી ગરદન ઉપર સોગંદ અને બંદ રહેશે. તું ખોહાર થશે અને તારો બાપ કીર્ત્તિવંત કાયમ રહેશે." (આવી વાતથી) પેલા આરબ મરદ (જોહાક) નું સર તે ફાંદામાં લાવ્યો અને એમ બન્યું કે તેણે તેનું ફર્માન પસંદ કર્યું. તેણે પુછ્યું કે "એનો ઊપાય મને કહે. તારા વિચારથી મારૂં મોંહ હરગેજ ફેરવીશ નહીં." તેણે જવાબ દીધો કે "તારે માટે હું તેનો ઈલાજ કરીશ અને તારૂં સર ખોરશેદ સાથે લગાડીશ. તું એ કામમાં ચુપ રહે એટલે બસ. મને કોઇપણ શખસની મદદ જોઇતી

નથી. જેમ જરૂર હશે તેમ હું સઘળું કરીશ. તું મેઆનમાંથી શખુનની તળવાર ખેંચતો ના (એટલે છુપી વાત બહાર પાડતો ના)." તે મેહલમાં પાદશાહનો એક ઘણો દિલખુશ બાગ હતો. તે બુલંદ મરતબાનો પાદશાહ રાત્રે બડી બામદાદે ઊઠતો હતો અને બંદગી કરવા માટે તૈયાર થતો હતો. ગુપચુપ બાગમાં પોતાનું સર અને તન ધોતો. તે બંદગી કરનાર (પાદશાહ) પોતાની સાથે ચેરાગ નહીં રાખતો. તે ઊંધા બખતના કંગાળ દેવે તે રસ્તા ઊપર એક ઊંડો ખાડો તેના માર્ગમાં ખોદયો. પછી તે ઊંધા નસીબના એબલીસે તે ઊંડો ખાડો કચરાથી ઢાંકી નાંખ્યો અને પોતાને માર્ગે જતો રહ્યો. રાત પડી અને નામદાર બુલંદ મરતબાના આરબ સરદારે બાગ તરફ મોહ ફેરવ્યું. જ્યારે તે ઊંડા ખાડાની નજદીક આવી પહોંચ્યો ત્યારે પાદશાહના બખતનું સર એકા એક ઊંધું વળ્યું. તે ખાડામાં પડયો અને ચુરે ચુરા થઇ ગયો અને તે નેક દિલનો યજદાંપરસ્ત મરદ મરણ પામ્યો. તે મોટા દિલનો પાદશાહ હમેશાં સારે કે માઠે અવસરે પોતાના જવાન ફરજંદ ઊપર જાન પ્રાણ આપતો.[૧] તેને લાડમાં પોતે મેહેનત ખેંચી ઊધાર્યો હતો. તેનાથી તે ખુશી હતો અને તેને પોતાનો ખજાનો આપ્યો હતો. પણ એ પ્રમાણે તેના બૂરી કરણીવાળા બીશરમ ફરજંદે શરમ રાખી તેની સગાઈ નહીં સાંધી, અને પોતાના બાપના ખુન માટે એકમત થયો. મેં એક દાનાથી આ વાત સાંભળી છે કે "એક ફરજંદ-પછી તે એક જીહાનગાર શેરની માફક બૂરો કાય નહીં હોય,—પોતાના બાપનું ખુન કરવાને માટે કદી હિમ્મત નહીં કરે. પણ છુપા ભેદની વાત જૂદીજ છે. તે ભેદ સોધી કાઢનારે ભેદ તેની માએથી જાણવો જોઇએ.[૨] જે છોકરા એ બાપની રાહ રસમ છોડી તેને તું બેગાણો ગણ. તેને (તેના બાપનો) છોકરો નાગણ.[૩]

હલકી તોખમના વગર ઇનસાફી જોહાકે આવી તદબીરથી બાપનું તખત લીધું. આરબોનું તાજ પોતાના સરપર મેલ્યું અને લોકો ઊપર જેમ ભલાંની તેમ બૂરાંની નવાજેશ કીધી. જ્યારે એબલીસે એ પ્રમાણે પોતાનો સખુન પાર પડેલો જોયો, ત્યારે એક નવી યુકિતની શરૂઆત કીધી. તેણે તેને કહ્યું કે "તું મારી તરફ ફર્યો તો દુનિયામાં તારા દિલની

---

૧ છુટો અર્થ, ડચક્કાં ખાતો એટલે તેને માટે બહુ ચિંતા રાખતો.

૨ એટલે પોતાના બાપની તોખમનો બેટો હોય તે બાપને કદી મારી નહીં નાખે, પણ જે બાપની તોખમનો નહીં હોય અને બદ બુનીઆદનો હોય તેજ એવું કામ કરે. સરખાવો હીરોડૉટસ.

૩ કલકતા એડીશન.

સઘળી મોરાદ પામ્યો. અગરજો એજ પ્રમાણે ફરીથી કરાર કરે, સખુનથી પાછો નહીં ફરે અને મારૂં કહ્યું કરે તો તમામ જેહાનની પાદશાહી તને મળે, અને પક્ષીઓ અને માછલાંઓ, સાથે કુલે ફાડી ખાનારાં અને હળી મળી જાય એવાં પ્રાણીઓ તારા હુકમ તળે આવે." જ્યારે એ પ્રમાણે વાત થઈ ત્યારે તેણે બીજું કામ શરૂ કર્યું. અરે! તેણે બીજી અજબ રીતની યુકિત માંડી.

## એબલીસે બબરચી તરીકે કામ કરવું.

તેણે એક સખુન બોલનાર, ચંચળ દિલના અને પાક તનના જવાનનો પોતાને વેસ આપ્યો, અને એકદમ જોહાક સનમુખ ગયો. તેની વાતચીત દુઆના સખુનો વિનાની ન હતી. તેણે કહયું કે "અગર જો હું પાદશાહને લાયકનો હોવું તો હું જાણીતો પાક બબરચી છું." (એટલે હું પાદશાહને ત્યાં રહેવા લાયક બબરચી છું). જ્યારે જોહાકે એ વાત સાંભળી ત્યારે તેને નવાજ્યો અને ખાણાના કામપર તેને એક જગયા આપી. ફર્માન બર્દાર દસ્તુરે પાદશાહના ખોરાક ખાણાની કુંચી તેને આપી. તે જમાનામાં ખાવાની ચીજો ઘણી ન હતી, કારણ કે મારેલાં જાનવરોના ગોસ્તનો ખોરાક ઘણો કમી હતો. જમીનમાં ઉગતી ચીજો (એટલે તરકારી) સિવાય લોકો બીજું કાંઇ નહીં ખાતાં હતાં. સઘળી (ખાવાલાયક) ચીજોને, જમીન ઊત્પન્ન કરતી હતી. પછી બૂરી કરણીવાળા આહરેમને વિચાર કીધો અને જાનવરો મારવાનો દિલમાં ઠરાવ કીધો. પક્ષી અને ચોપગાં જાનવરોમાંથી દરેક કીસમનાં જાનવર (ના ગોસ્ત) નો ખોરાક બનાવ્યો અને એક પછી એક ઊપયોગમાં લાવ્યો. એક સિંહની માફક (જોહાકને જાનવરના) લોહીથી ઉધાર્યો કે તેમ કરી તે પાદશાહને દલેર કરે, અને તે પોતે જે કાંઇ સખુન કહે તે (પાદશાહ) બજાવે અને તેના સખુનપર પોતાનું દિલ તાબેદાર કરે. પેહેલાં તેને ઇંડાંની દાળ ખોરાક તરીકે આપી અને થોડો વખત તેને તેથી તનદુરસ્ત રાખ્યો. તે નેકબખત પાદશાહે[1] તે ખાધી અને તેની ઊપર ઘણી આફ્રીન કીધી, અને તે ખાધાથી મજાહ મેળવી. યુકિતબાજ એબલીસે એ પ્રમાણે કહ્યું કે "ઓ ગરદનફરાજ પાદશાહ! તું જાવેદાન જીવતો રહેજે. કાલ રોજે એવી રીતનું ખાણું બનાવું કે તેથી તને તમામ પુષ્ટિ મળે. (એમ કહી) તે

---

[1] ક. એડીશન 'શુમ બખત' એટલે કમબખત આપેછે તે વધારે દુરસ્ત દિસેછે.

ગયો અને આખી રાત વિચાર કીધો કે બીજે દહાડે શું નવાઇનું ખાણું પકાવે. બીજે દહાડે, જ્યારે આસમાની ગુંબદે સૂર્ય[1] ને બહાર કાઢયો અને દેખાવ આપ્યો, ત્યારે કબ કબ નામના જાનવરનું અને સફેદ જંગલી મરઘાનું ખાણું પકાવ્યું અને ઊમેદ ભર્યા દિલ સાથે આવ્યો. જ્યારે આરબોના પાદશાહે ખાણા ઉપર હાથ નાખ્યો, ત્યારે પોતાનું કમ–અક્કલ માથું તેની મેહેર ઊપર સોપ્યું. ત્રીજે દહાડે તેણે ખાણાની મેજ મુરગ અને મેઢાં (ના ગોસ્તના ખોરાક) થી તરેહવાર રીતે તમામ સીંગારી. ચોથે દહાડે જ્યારે મેજ બિછાવી ત્યારે નાના વાછરડાની પીઠ (ના ગોસ્ત)નું ખાણું બનાવ્યું, અને તેની અંદર કેસર અને ગુલાબ અને વળી જુનો શરાબ અને સ્વચ્છ કસ્તુરી (નાંખ્યાં). જ્યારે જોહાકે ખાણાપર હાથ નાંખ્યો અને ખાણું ખાધું ત્યારે તે હુશિયાર મરદથી અજબ થયો. તેણે કહયું કે "અએ નેક ખસ્લતના મરદ! નજર કર અને તારે જે માગવાની ઇચ્છા હોય તે મારાથી માગ." પેલા બબરચીએ જવાબ દીધો કે "ઓ પાદશાહ! તું હમેશાં ખુશાલ અને હુકમ ચલાવનાર તરીકે જીવતો રહેજે. મારૂં દિલ તમામ તારી મેહરથી ભરેલું છે. મારા જાનનો ખોરાક તારો ચેહરો જોવાથી છે. જોકે મારો એવો લાયક દરજ્જો નથી, તોપણ પાદશાહ સનમુખ મારી એક હાજત છે, કે જો પાદશાહ ફરમાવે તો હું તેની ખાંધ ઊપર બોસો લેઊ અને તેની ઊપર મારી આંખો અને ચેહરો મસળું." જ્યારે જોહાકે તેના સખુનો સાંભળ્યા ત્યારે તે તેના ભેદનો મામલો જાણતો નહીં હતો. તેણે તેને કહયું કે "તારી ખાહેશ હું બખશું છું કે તેથી તારૂં નામ કદાચ બુલંદી મેળવે." તેણે હુકમ આપ્યો, તેથી હેવે એક સાથીની માફક તેની ખાંધ ઊપર બોસો લીધો. જેવો બોસો લીધો કે તે જમીનમાં ગેબ થઇ ગયો. એવી અજાયબી દુનિયામાં કોઇએ જોઇ હતી નહીં. તેની બે ખાંધ ઉપરથી બે સાપો ઊગી નીકળ્યા. તે દલગીર થઇ ગયો અને સર્વ તરફથી તેનો ઇલાજ સોધ્યો. ખાંધ ઊપરથી તેણે બેઊને મૂળમાંથી કાપી નાંખ્યા. એ વાતથી તું અજબ થાય તો તે વાજબી છે, કે એક ઝાડની ડાખળી માફક તે બેઊ કાળા સાપો પાદશાહની ખાંધ ઉપરથી પાછા ઊગી નીકળ્યા. કાબેલ તબીબો એકઠા મળ્યા અને એક પછી એક લાંબી મસલતની વાતો કીધી. તેઓએ તરેહવાર જાતના ઇલાજો કીધા પણ તે દરદનો ઇલાજ નહીં જાણી

---

૧ 'યાકુતે ઝર્દ' એટલે 'પીળા રંગનું માણક' એટલે સૂર્ય.

શકયા. ત્યાર પછી પેલો લુચ્ચો અબલીસ, એક તબીબના વેશમાં, ચતુરાઇથી ઝોહકની નજદીક ગયો અને તેને કહયું "કે જે થવાનું હતું તે થયું. જ્યાં સુધી રહે ત્યાં સુધી એઓને રેહેવા દે. એઓને કાપવા નહીં જોઇએ. ખોરાક તૈયાર કર અને તેઓને ખોરાકથી આરામ આપ. એ સિવાય બીજો ઇલાજ કરવો નહીં જોઇએ. માણસનાં ભેજાં સિવાય તેઓને કાંઇ ખોરાક ના આપ, કારણ આએ માવજતથી કદાચ તેઓ પોતે મરણ પામશે." [જ્યારે માણસના ભેજાં સિવાય તારો ઇલાજ નથી ત્યારે એ દરદ અને તેના ઇલાજ માટે તને રડવું જોઇએ. દરરોજ તારે બે માણસોને જલદી મારી નાખવાં જોઇએ. અને પછી તેઓનાં માથાઓને તેઓનાં ભેજાંથી કાપીને છુટાં પાડવાં જોઇએ"][1]. તું જો કે ઘાતકી દેવે આ યુકિતમાં શું (તાલ મેલ) સોધી હતી અને આએ વાત ચીતમાં શું (મતલબ) જોઇ હતી? (કાંઈ નહીં) સિવાય એ કે છુપી રીતે એક એવી યુકિત કરે કે આએ જેહાન માણસોથી ખાલી થઇ જાય.

## જમશેદની જીંદગીનું ફના થવું.

એ પછી ઈરાનના મુલકમાંથી ફર્યાદનો પોકાર ઉઠયો અને સઘળી બાજુએથી લડાઇ અને જુમબેશ નજરે પડવા લાગી. રોશન સફેદ દિવસ અંધારો થઇ ગયો અને સઘળાઓએ જમશેદ સાથેનો સંબંધ તોડયો. તેનું ખોદાઇ નુર સીહા થઈ ગયું. તેણે આડે માર્ગે અને બીવફુરી તરફ વળાણ લીધી. સર્વ બાજુએથી નવા પાદશાહ, અને સર્વ સરહદો ઉપરથી નવા નામદારો જાહેરમાં આવ્યા. તેઓએ લશ્કર એકઠું કર્યું અને લડાઇમાટે તૈયારી કરી અને જમશેદ માટેની મોહોબતથી દિલ ખાલી કીધું. એકાએક ઇરાન તરફથી લશ્કર આવ્યું અને આરબો તરફ રસ્તો લીધો. તેઓએ સાંભળ્યું હતું કે ત્યાં એક મોટો માણસછે. તે શાહ ધાસ્તી ઉપજાવનાર અને અઝદહાના તનવાળો છે. પાદશાહની સોધમાં નીકળેલા ઇરાનના સઘળા સવારોએ ઝોહાક તરફ પોતાનું મોહ ફેરવ્યું. પાદશાહ તરીકે તેની ઉપર આફરીન કીધી અને તેને ઈરાન જમીનના પાદશાહ તરીકે બોલાવ્યો. અજદહાની મિસાલનો પાદશાહ, પવન માફક જલદી ઇરાન જમીન ભણી આવ્યો અને માથાપર તાજ મેલ્યું. તેણે ઇરાનીઓ અને આરબોમાંથી એક લશ્કર અને દરેક મુલકમાંથી

---

[1] કલકતા એડીશન.

પેહેલવાનો ચુંટી કાઢયા અને જમશેદના તખત ભણી મોહ મેલ્યું (એટલે રસ્તો પકડયો), અને તેની ઊપર દુનિયાને વીટીની માફક કરી નાંખી (એટલે વીટીની માફક ગોળ કુંડાળામાં આજુબાજુ લશ્કરને ફરતું કરી જમશેદને ઘેરી લીધો). જ્યારે જમશેદનું નસીબ સુસ્ત થઇ ગયું ત્યારે નવો પાદશાહ (ઝોહાક) તેને તંગીમાં લાવ્યો. (જમશેદ) જતો રહયો અને તેને (ઝોહાકને) તખત અને કોલાહ, બુર્જોર્ગી, તાજ, ખજાનો અને લશ્કર આપી દીધું. તે છુપો ભરાઇ બેઠો અને દુનિયા તેની ઊપર સીહા થઇ. તેણે ઝોહાકને તખત અને કોલાહ સોંપી દીધાં. સો વર્ષ સુધી દુનિયામાં કોઇએ તેને જોયો નહીં, અને સઘળાં માણસોની નજરથી તે ગુમ થઈ ગયો. ૧૦૦) મે વર્ષે એક દહાડો ચીનના દરિયામાં તે નાપાક એતેકાદનો પાદશાહ નજરે પડયો. (તે વખતે) જ્યારે ઝોહાક, તેને એકાએક પોતાના પંજા (ની પકડ) માં લાવ્યો, ત્યારે એકદમ એક ઘડી પણ તેને વખત આપ્યો નહીં અને કરવતથી તેના બે કટકા કરી નાંખ્યા અને દુનિયાને તેનાથી પાક અને ધાસ્તી વિનાની કીધી. અઝદહાના દમથી (ઝોહાકથી) કેટલોક વખત સુધી (જમશેદ) છુપો રહયો હતો પણ આખરે તેનાથી તેને છુટકારો નહીં મળ્યો. તેનું પાદશાહી તખત અને સત્તા જતાં રહયાં, અને જેમ અંબર ઘાસના તણખાને ખેંચેછે, તેમ જમાના એ તેને ખેંચી લીધો. પાદશાહી તખત ઊપર તેનાથી વધુ વખત કોણ હતું? સઘળી રંજ ખેંચ્યાથી તેને શું ફાયદો થયો? તેની ઊપર ૭૦૦ વર્ષ પસાર થયાં. તે ઘણુંક ભલું અને ભૂંડું જાહેરમાં લાવ્યો. લાંબી જીંદગી શા માટે જોઇએ? કારણ દુનિયા પોતાનો ભેદ તારી આગળ ખોલવાની નથી. તે (દુનિયા) મધ અને મીઠાશથી તને પાળશે અને નરમ અવાજ સિવાય તે તારે કાને પહોંચશે નહીં; અને એકાએક જ્યારે તું કહેશે, કે તેણે (દુનિયાએ) મેહરબાની પાથરીછે, કારણ તે મને પોતાના ચેહરાની મેહરબાની દેખાડવા ઇચ્છેછે, અને જ્યારે તું તેનાથી ખુશી થશે અને તેની સાથે લાડ કરશે અને સઘળા દિલના ભેદ તેની આગળ ખુલશે, ત્યારે તે ન ધારેલી નાદર બાજી રમશે અને તારા દિલમાં દરદથી લોહી ઊત્પન્ન કરશે. આ નાપાયદાર દુનિયા એવી છે. [તું તેમાં નેકીના બીજ સિવાયબીજું કાંઇ ના રોપ.][1] આએ ત્રણ પાંચ દહાડાની દુનિયાથી મારૂં દિલ ધરાઇ ગયું છે. ઓ ખોદા! મને જલદીથી રંજથી છોડવ.

---

૧. કલકતા એડીશન.

# ઝોહાક.

## ઝોહાકની પાદશાહી એક હજાર વર્ષ હતી.

જ્યારે ઝોહાક તખત ઉપર પાદશાહ થયો, ત્યારે તેની ઉપર એક હજાર વર્ષ ગુજર્યાં. સઘળો જમાનો તેનો થઇ ગયો અને એની ઉપર લાંબો જમાનો પસાર થયો. ભલા આદમીઓના રિવાજો છુપા થઈ ગયા અને દેવોની મરજીનો ફેલાવો થયો. હુન્નર હલકો પડી ગયો અને જાદુઇ અગત પામવા લાગી. રાસ્તી છુપાઇ ગઇ અને દુ:ખો આશકારા થયાં. બદી ઉપર દેવોનો હાથ લાંબો થયો અને છુપા સિવાય (એટલે જાહેરમાં) નેકીના સખુન બોલાતા ન હતા. જમશેદના કુટંબની બે પાકીઝે (ઓરતો) ને લોકો નેતર માફક ધ્રુજતી બહાર લાવ્યા. બેઉ જમશેદની બેટીઓ[1] હતી, અને બાનુઓનાં માથા ઉપર તાજની મિસાલે હતી. બુરખો ઢાંકેલા ચેહરાવાળીઓમાં એક શેહેરનાઝ હતી અને બીજી માહતાબ ચેહરાની અરનવાજ નામે હતી. તેઓ તેણીઓને ઝોહાકના અએવાનમાં લઇગયા અને તેણીઓને તે સાપના મોહવાળાને સોપી. તેણે તેણીઓને ખરાબ ખસલતથી ઉધારી અને તેણીઓને આડી રીતો અને જાદુઇ શિખવી. [કંગાળ ઝોહાકની બુનીઆદ એજ પ્રમાણેની હતી. જેહાન તેનીઆગળ એક મીણની મોહર માફક થઇ ગઇ (એટલે નરમીથી તાબે થઈ ગઇ).][2] તે બૂરી શીખવણી, મારફાડ, લૂટ અને બાળી નાંખવું, એ સિવાય બીજું પોતે કાંઇ જાણતો ન હતો. એવું થતું હતું કે દર રાત્રે બે જવાન મરદો–પછી તેઓ ઉતરતી પંકિતના હોય કે પેહેલવાનની તોખમના હોય–તેઓને બબરચી પાદશાહના અએવાનમાં લઇ જતો, અને તેથી પાદશાહના ઇલાજનો રસ્તો કરતો. તે તેઓને મારી નાંખતો અને તેઓનાં મગજ કાઢી લેતો અને તેઓનો પેલા અઝદાહને ખોરાક આપતો. પાદશાહના મુલકમાંથી બે પાકીજે મોટા મરતબાના અને પરહેજગાર મરદો, જેઓમાંથી એક પાકદીન મરદનું નામ અરમાયલ હતું અને બીજા દૂર આગાહ મરદનુંનામ કરમાઇલ હતું, તેઓ, એક દિન એવું બન્યું કે, સાથે મળ્યા, અને તેઓ વચ્ચે તરેહવાર બાબતો ઉપર, બીદાદગર પાદશાહ અને તેના લશ્કર ઉપર, અને તેને લાયકની બૂરી રસમો ઉપર, કમ

---

૧ જર્મન અને કલકતા એડીશન પ્રમાણે "બેનો."

૨ કલકતા એડીશન.

જીઆદે વાતો ચાલી. એકે કહ્યું કે "આપણે પાદશાહ આગળ, એક બબરચી તરીકે, દાખલ થવું જોઇએ. ત્યારપછી એક ઇલાજ કરવો જોઇએ અને સર્વ તરેહથી વિચાર કરવો જોઇએ કે તેથી કદાચ આ બે સખસો, કે જેઓનું દરરોજ ખુન કરવામાં આવે છે, તેઓમાંથી એક ને બહાર કાઢી (એટલે બચાવી) શકીએ." તેઓ ગયા અને બબરચીનું કામ કર્યું અને અંડાજાસર ખોરાક તૈયાર કરવા માંડયો. આએ મુબારક છુપી વાત જાણનાર બીદાર મરદોએ જેહાનના પાદશાહનું બબરચી ખાતું હાથ ધર્યું. જ્યારે લોહી રેડવાનો અને મિથ્યા જાનને છીનવી લેવાનો વખત આવી પહોંચ્યો, ત્યારે ચોકીવાનો અને જલ્લાદો માંથી (કેટલાકો) બે જવાન મરદોને પકડીને ખેંચતા અને મારતા બબરચી આગળ સેતાબ લાવ્યા. અને તેઓને ઊપરથી નીચે નાખ્યા. તે બબરચીઓનું દિલ દુ:ખથી ભરપૂર, તેઓની આંખો લોહીથી ભરપૂર, અને તેઓનું માથું કિનાથી ભરપૂર થયાં હતાં. જમીનના પાદશાહના ગેર ઇનસાફી કામ માટે તેઓએ એક મેક તરફ જોયું. તે બે માંથી એકને પૂરો કરી નાખ્યો (એટલે મારી નાંખ્યો). એ સિવાય બીજો કોઇ ઇલાજ તેઓ પિછાની શકયા નહીં. એક બકરાનું મગજ તેઓએ ખેંચી કાઢયું અને તેને પેલા (મારી નાખેલા) કિમતિ સખસના ભેજાં સાથે મેળવ્યું. એકના જાનને સલામતી બખશી અને કહ્યું કે "ખબરદાર તારું માથું તું છુપાવેલુંજ રાખજે, ખબરદાર રેહેજે, કે વસ્તીવાળા શેહેરમાં તું રહે નહીં. દુનિયામાં પહાડ અને જંગલજ તારા નસીબે (રેહેઠાણ તરીકે) છે." તેના માથા ને બદલે વગર કિમતના (ગોસફંદના) માથા માંથી તે અઝદાહને માટે તેઓએ ખોરાક બનાવ્યો. એ પ્રમાણે દરમહિને ત્રીસ જવાનો તેઓથી પોતાનો જાન સલામત મેળવતા. જ્યારે તેઓમાંથી ૨૦૦ જણ એકઠા થયા, તે એવી રીતે કે તેઓ કોણ છે તે કોઇ લોકો જાણે નહીં, ત્યારે પેલા બબરચીઓએ તેઓને થોડાંક બકરાં મેંઢાં આપ્યાં અને તેઓ જંગલમાં જતા રહયા. હાલમાં કુર્દ લોકો તે લોકોના તોખમથી ઓલાદ ધરાવેછે, કે જેઓને આબાદીની દિલમાં યાદ આવતી નથી (એટલે જેઓ આબાદ વસ્તી વાળાં શેહેરો કરતાં જંગલની ભટકતી જીંદગી પસંદ કરેછે). જાડું કપડું એ તેઓનાં તમામ ઘરો છે (એટલે તેઓ તંબુઓમાં રહેછે). તેઓ દિલમાં ખોદાની કાંઇ ધાસ્તી રાખતા નથી. પછી ઊંધા ખવાસના ઝોહાકની રીત એવી હતી કે જ્યારે તેની મરજી થતી ત્યારે લડવૈયાઓમાંથી

એકને બોલાવતો અને તેને મારી નાંખતો, એવું કહીને કે "તું દેવ સાથે મળી ગયો છે," અને તેની પરદેનશીન નામવર ખુબસુરત છોકરી હોય, કે જે (ની પાકદામની) માટે એક હરફ પણ બોલાતો નહીં હોય, તો તેને તે પોતાની આગળ ગુલામ બનાવતો. આગળના પાદશાહોની એવી નહીં રસમ હતી, કે નહીં રિવાજ, કે કાયદો હતાં.

## ઝોહાકે ફરદુનને સ્વપ્નામાં જોવો.

જ્યારે તેના વખતના ચાળીસ વર્ષ રહયાં, ત્યારે તું જો, કે ખોદાએ તેના માથા ઉપર શું કામ ચલાવ્યું. પાદશાહી અઍવાનખાણામાં એક રાત્રે મોડેથી તે અરનવાજ સાથે ઉંઘમાં હતો. તેણે એ પ્રમાણે જોયું કે શાહનશાહોની શાખામાંથી ત્રણ લડાયક મરદો એકાએક નજરે પડયા. એ મોહોટા અને તેઓ વચ્ચે એક નાહનો, જે કદમાં સરવ જેવો, અને ચેહેરામાં પાદશાહ જેવો હતો. તેનું કમર બાંધવું અને તેનું ચાલવું, પાદશાહોની માફક હતું, અને તેના હાથમાં ગાયની સિકલનો ગુરજ હતો. તે જોશબંધ ઝોહાક આગળ લડાઇમાં આવ્યો અને ગાયના જેવો ગુરજ તેના માથા ઉપર માર્યો. એકાએક પેલા નાની ઉમરના પેહેલવાને પગથી તે માથા સુધી તેનું ચામડું ઉખેડી કાઢયું અને તે (ઉખેડી કાઢેલા ચામડાની) દોરીથી તેના બેઉ હાથો પથ્થર માફક (મજબુત) બાંધ્યા અને તેની ગર્દન ઉપર તેના હાથ સીકરી લીધા[૧]. આવી નામોશી, જારી, દુ:ખ અને દરદ સાથે, તેના માથા ઉપર માટી અને ધૂળ નાંખી. તે, તેને, તેની પુઠે આવતા લોકોનાં ટોળાં વચ્ચેથી, દેમાવંદ પહાડ સુધી ખેંચતો સેતાબ જલદીથી લેઇ ગયો. બીદાદગર ઝોહાક કર ખાવા લાગ્યો, ધ્રુજવા લાગ્યો અને તેણે એકાએક માથું ઉંચું કીધું. ઉંઘમાં એક પોકાર માર્યો કે તેથી તે સો થાંભલાવાળું મકાન ધ્રુજવા લાગ્યું. તે નામવર પાદશાહના ઘોઘાટથી તે ખોરશેદના ચેહેરાની બાનુઓ જાગી ઉઠી ઉભી થઇ. અરનવાજે ઝોહાકને કહયું કે "ઓ પાદશાહ! તને શું થયું? તે મને છુપી રીતે કહે. તું, કે જે પોતાના મકાનમાં આરામથી સુતેલો હતો, તેણે શું જોયું? કહે કે તને શું બન્યું? સારી જેહાન તારા ફરમાન હેઠળ છે. જાનવરો, દેવો અને માણસો તારા નેગેહબાન છે. હફ્ત કેશ્વર જમીન તારી પાદશાહી હેઠળ છે. ચંદ્રના મથાળાથી તે માછલીની પીઠ સુધી (એટલે આસમાનની ટોંચથી તે દરિયાના પતાળના પાણી સુધી) કુલે જેહાન તારી છે. ઓ જેહાનના પાદ-

૧ પાલહંગ તે એક જાતનું લાકડાંનું ચોકઠું છે જેમાં હાથ ગર્દન ઊપર લઇ સીકરી લેવામાં આવે છે.

શાહ! અમોને કહેકે શું થયું કે તું એ પ્રમાણે પોતાની જગ્યાએથી ચોંકી ઉઠયો." તે ખોર્શેદ જેવા ચેહેરાની બાનુઓને પાદશાહે કહયું કે "એ સ્વપ્નાને છુપોજ રાખવો જોઇએ, કારણ કે, જો એ દાસ્તાન (જેમ બન્યું છે) તે પ્રમાણે, તમો જાણો, તો તમારૂં દિલ મારાથી ના ઉમેદ થાય." અરનવાજે તે મોટા પાદશાહને કહયું કે "અમારી આગળ ભેદ ખુલવો જોઇએ. કદાચ અમો તેનો ઇલાજ કરી શકીશું, કારણ કોઈ પણ આફત ઇલાજ વગરની નથી." ત્યારે તેણે પડદામાંથી છુપુ જાહેર કીધું અને તમામ સ્વપ્નું તેઓ આગળ કહ્યું. તે ખુબસુરત ઓરતે તે નામવરને કહ્યું કે "એ બાબતને છોડી મા દે. એનો ઇલાજ સોધ. તારા તખતનું સર તે એ જમાનાનું ઝહવેર છે અને તારા નામવર બખતથી આ દુનિયા રોશન છે. જાનવરો, પક્ષીઓ, માણસો, દેવો અને પરીઓ, એ સર્વ જેહાનને તું તારી વીટી (એટલે સત્તા) હેઠળ રાખે છે. દરેક મુલકમાંથી તું ડાહયા આદમીઓ, સેતારે શનાસો અને મોબેદોને એકઠા કર અને મોબેદોને સર્વે સખુનો કહે. ખોળ કર અને ભેદોને સોધી કાઢ. તું જો, કે તારૂ મોત કોણને હાથે છે? માણસની ઓલાદને હાથે કે દેવ કે પરીને હાથે છે? જ્યારે તું તે જાણે ત્યારે તેનો ઇલાજ કર. બદગુમાનોની બદીથી બીન જરૂરે તું બીહના." વિચારવંત પાદશાહને આ સખુન, કે જે પેલી રૂપેરી સર્વના બદનવાળીએ જાહેર કીધા, તે પસંદ આવ્યા. અંધારી રાતને લીધે દુનિયા કાગડાની પાંખના જેવી હતી તે હવે રોશનીએ પહાડમાંથી પોતાનું સર દેખાડવા માંડયું. તું કહેશે કે બલુ ગુંબજ ઉપર ખોર્શેદે પીળું યાકુત પાથર્યું. દરેક જગ્યા, કે જ્યાં સખુનને પિછાનનાર બીદાર દિલનો અને અક્કલવાળો કોઈ મોબેદ હતો, તે મુલકથી પાદશાહ તેને પોતાની નજદીક લાવ્યો, અને તે દિલથી જખમી થયલા પાદશાહે, જે સ્વપ્નું જોયું હતું તે કહયું. (મોબેદોને) બોલાવ્યા અને તેઓને એક જગ્યાએ એકઠા કીધા અને તેઓથી પોતાના દરદનો ઇલાજ સોધ્યો. તેણે કહયું કે "મને જલદીથી વાકેફ કરો અને મારા રવાનને રોશની તરફ રસ્તો દેખાડો." જમાનાની સારી કે માઠી ચાલથી તેણે તેઓથી સખુનોનો ખુલ્લાસો ચાહયો કે "મારા માથા ઉપર જમાનો શું લાવી મેલશે? આએ તાજ તખત અને કમરબંદ કોણને મળશે? યાતો એ ભેદ તમોએ મારી આગળ ખુલવો જોઇએ, યા તો તમારૂં માથું કંગાળ રીતથી મેલી દેવું જોઇએ (એટલે જો એ ભેદ નહીં ખુલશો તો હું તમને મારી નાંખીશ)." (ધાસ્તીથી) મોબેદોના હોટ સુકાઈ ગયા અને તેઓનો ચેહેરો ફીક્કો થઇ ગયો. તેઓની જબાન સુખનોથી પૂર હતી અને

દિલ દરદથી ભર પૂર હતું. (તેઓએ વિચાર કીધો કે) "અગરજો જે બનવાનું છે તે સાચ્ચે સાચ્ચું કહીએ તો એકદમ જાન જાએ છે અને જાન વગર કિમતનો થઈ પડેછે. અથવા તો જે બનવાતું છે તે સાચ્ચે સાચ્ચું (પાદશાહ) સાંભળતો નથી તો તે વખતે પણ જાનથી હાથ ધોવા પડે છે. (એટલે કે સાચ્ચું કહીએ છે તો પણ, અને જુઠું કહીએ છીએ તોપણ જાન ખોહવાનો સોદો છે)." એ પ્રમાણે કામમાં ત્રણ દિવસ પસાર થઇ ગયા અને કોઇ સાચ્ચી વાત જાહેર કરી શકયું નહીં. ચોથે દહાડે પાદશાહ રાહતુમાએ મોબેદો ઉપર ગુસ્સે થયો કે "અગરજો તમો જીવતાં જીવત પોતાને સુળી સાથે મસળવા માગતા હોવ તો (એ પ્રમાણે મુંગા બેસી રહો). નહીં તો જે બનવાનું છે તે તમોએ મને દેખાડવું જોઇએ." સઘળા મોબેદોએ બે અર્ધા દિલ સાથે (એટલે તુટેલાં દિલ સાથે) અને લોહીથી ભરેલી આંખો સાથે પોતાનાં સર નીચે નાંખ્યાં. તે ઘણા અક્કલમંદ નામદારોમાં એક શખસ દુરઅંદેશ અને રાસ્તીની કોશેશ કરનારો હતો. તે અક્કલમંદ અને ચબરાક સખસ ઝારક નામનો હતો. તે મોબેદોમાંથી તે હમેશાં આગળ પગલાં ભરતો હતો (એટલે તે સર્વનો સરદાર હતો). તેનું દિલ વધારે દલગીર થયું અને તે ધાસ્તી વિનાનો બેદરકાર થયો અને જબાન ખુલી ઝોહાક આગળ ગયો. તેણેતેને કહયું "તારા માથામાંથી પવન કાઢી નાંખ, કોઇ પણ સખસ પોતાની માયથી મોત સિવાય બીજાને માટે જનમ્યો નથી (એટલે દરેક જણ મરવાના). તારી આગમચ ઘણા પાદશાહો થઈ ગયા છે, જેઓ બુલંદ તખતને લાયકના હતા. તેઓએ ઘણું દુઃખ અને સુખ ગણ્યું (એટલે જોયું) છે. (પણ) જ્યારે તેઓના લાંબા દિવસ (એટલે જીંદગી) નો છેડો આવ્યો ત્યારે મરણ પામ્યા. અગરજો તું પગ ઉપર (ઊભેલો મજબુત) લોખંડનો કિલ્લો હશે, તોપણ આસમાન તને મસળી નાંખશે. તું તારી જગ્યાપર કાયમ રેહવાનો નથી. હવે વળી કોઇ બીજાને (હાથ) તારૂં તખત જશે. તે તારા નસીબના સરને ખાકમાં નાંખશે. તેનું નામ ફરીદુન થશે. તે જમીનને માથે એક બખતાવર આસમાન માફક થશે. તે સરદાર હજુર પોતાની માએને પેટે જનમ્યો નથી. તેનાથી બીહીવાનો અને અફસોસ કરવાનો વખત હજુ આવ્યો નથી. એક હુન્નરમંદ માયને પેટે તે જનમશે અને એક ઝાડની માફક ફળવંત થશે (એટલે બીજાઓને ફાયદો અને આશરો આપશે). જ્યારે મર-

દીમાં આવશે ત્યારે માહાતાબ તલક પોતાનું સર ઊઠાવશે અને કમરબંદ, તાજ, તખત અને કોલાહ સોધશે. તેનું કદ ઊંચાઇમાં એક સરવના ઝાડના જેવું થશે અને ગરદનપર પોલાદના લોઢાનો ગુરજ ઉઠાવશે. તારા માથા ઉપર તે ગાયની સિકલનો એક ગુરજ મારશે, તે તુંને બાંધશે અને મેહેલમાંથી તુંને મોહોલ્લામાં લાવશે." નાપાક દીનના ઝોહાકે તેને કહ્યું કે "તે શા માટે મને બાંધશે? તેને મારી સાથે શાનો કિનો છે?" પેલા દેલાવરે કહ્યું કે "જો તું ડાહયો હોય (તો જાણ કે) કોઇ બાહના વગર બદી સોધતું નથી. તેના બાપનું મોહત તારે હાથે આવશે. તેના દુઃખથી તેનું માથું કિના ભર્યું થશે. એક કિમતિ[1] ગાય આ જેહાનને સોધનાર સખસની દાયા થઇ પડશે. તે પણ તારે હાથે નાશ પામશે. તેના કિનામાં તે ગાયના માથાનો ગુરજ ખેંચશે." જ્યારે ઝોહાકે આ સાંભળ્યું અને કાન ખુલ્યા ત્યારે તખત ઉપરથી નીચે પડયો અને તેનો હોંશ જતો રહયો. પેલા બુલંદ મરતબાના સખસે તેના બુલંદ તખત આગળથી પોતાનું મોહ આફતની ધાસ્તીથી ફેરવ્યું. જ્યારે પાદશાહનું દિલ પાછું ઠેકાણે આવ્યું ત્યારે પાદશાહી તખતપર પગ મેલ્યો. તેણે દુનિયામાં સઘળે આસપાસ, જાહેર તેમજ છુપી રીતે, ફરીદુનની નિશાન સોધવા માંડી. તે નહીં આરામ કે ઊંઘ કે ખોરાક લેતો. તેની ઉપર રોશન દહાડો આસમાની રંગનો થઇ ગયો (એટલે તેની પડતી આવી).

## ફરીદુનનું જનમવું.

એ વાત ઉપર ઘણો વખત ગુજરી ગયો, કે જેટલો વખત તે અઝદહાની મિસાલનો (ઝોહાક) ઘણી તંગીમાં હતો. મુબારક ફરીદુન માયને પેટે જનમ્યો અને જેહાનમાં એક બીજુંજ કુટંબ (રાજકર્તા તરીકે) આવ્યું. તે (ફરીદુન) એક સિધ્ધા સરવની માફક ઉધર્યો. શાહનશાહી નુર તેનાથી પ્રકાશવા લાગ્યું. એ જેહાનને સોધનાર, દબદબામાં પાદશાહ જમશેદના જેવો, અને કામમાં રોશન ખોર્શેદના જેવો હતો. દુનિયાને તે વરસાદના માફક જરૂરનો થઇ પડયો હતો અને રવાનને અક્કલની માફક લાયક થઇ પડયો હતો, આ ફરતો આસમાન તેના સર ઉપર ફરતો હતો અને ફરીદુનને તે મેહેરબાનીથી તાબે થયો હતો. વળી

1 બરમાયે ને બદલે કોઇ નકલો પુરમાયે આપે છે તે દુરસ્ત દિસે છે. તે એક ગાયનું નામ દિસે છે.

એક ગાય, જેનું નામ પુરમાયે હતું, અને જેને સઘળી ગાયોમાં બુલંદ મરતબો હતો, તે પોતાની માયથી જૂદી પડી (એટલે તેણે જન્મ લીધો). એક નર–મોરની માફક, તેના દરેક બાલ ઉપર, જૂદો જૂદો તાજો રંગ હતો. ડાહયા આદમીઓ, સેતારે શનાસો અને વળી મોબેદો તેના સર આગળ એકઠા મળ્યા, કારણકે કોઇએ દુનિયામાં એના જેવી ગાય જોઇ ન હતી, અથવા તો નહીં કોઈ બુઢા જાણકારોથી, તેને વિષે સાંભળ્યું હતું. ઓહાકે દુનિયાને (ફરીદુનની સોધ ખોળની) હોહાથી ભરી નાંખી હતી અને દુનિયામાં આસપાસ સઘળે (તેનીજ એટળે ફરીદુનની) સોધ ખોળ થતી હતી, કે જેનો બાપ આબતીન હતો. આબતીન ઉપર આ દુનિયા તંગ થઇ પડી. નાસભાગ કરતાં અને પોતા (ના જાન) થી ધરાયલો તે એકાએક સિંહના ફાંદામાં આવી પડયો. તે નાપાક મરદના ચોકીબાનોમાંથી કેટલાકો એક દહાડે તેને મળ્યા. તેઓએ તેને પકડયો અને એક ચીત્તાની માફક બાંધીને તેને લઇ ગયા, અને ઓહાકે તેના દહાડાનો અંત લાવ્યો. ફરીદુનની ડાહી માતા [જેણી જમાનાના સિંગાર તરીકેની એક ઓરત હતી, જેણી પાદશાહી દબદબાના બોજ સાથેના એક ઝાડ મિસાલ હતી][1] જેણીનું નામ ફરાનક હતું, જેણી બખતાવર હતી અને જેણીનું દિલ ફરીદુન માટેની માયાથી ભરપૂર હતું, તેણીએ જ્યારે જોયું, કે તેણીના ખાવિંદને આ પ્રમાણે હાણી પહોંચી, ત્યારે તેણી નાસી ગઇ, અને આએ જમાનાથી તુટેલા દિલની થઇ. તેણી રડતી ખેતરો ભણી ગઇ કે જ્યાં નામવર પુરમાયે ગાય હતી, કે જેણીના તન ઉપર ચળકતો સિંગાર હતો (એટલે જે સુંદર હતી). તે ખેતરના નેગેહબાન આગળ તેણી રડી પડી અને ચેહરાની બાજુએ લોહીના રેલા રેડવા લાગી. તેણીએ તેને કહયું કે "આએ દુધમલ બાળકને થોડી વખત મારી પાસેથી તારી પનાહમાં રાખ. માએ તરફથી એક બાપની માફક એ (બાળક) ને તું કબૂલ રાખ, અને આએ સુંદર ગાયના દુધથી તેને ઉધાર. અગરજો તુંને કાંઇ બદલો જોઇએ તો મારો જાન તારે સ્વાધીન છે. જે કાંઈ તુંને જોઈતુ હોય તેને માટે મારો જાન જામીન તરીકે આપું છું." તે જંગલના અને સુંદર ગાયના રખેવાળે તે પાક મગજની બાનુને એ પ્રમાણે જવાબ આપ્યો કે "હું તારા ફરજંદનો ગુલામ થઇ રહીશ અને તારી શિખામણ (એટલે ફરમાન) કબૂલ કરનાર થઇશ." ફરાનકે તેને પોતાનું ફરજંદ આપ્યું અને

---

૧ કલકતા એડીશન.

શિખામણ તરીકે જે કહેવાનું હતું તે કહયું. (બચ્ચાંને પોતાની) પનાહમાં લેનાર પેલા હુશિયાર મરદે ત્રણ વર્ષ સુધી તેને બાપની માફક પેલી ગાયના દુધથી ઉછેર્યું. ઝોહાક તે (ફરીદુન) ની સોધ ખોળ-થી ધરાયો નહીં. પણ દુનિયા પેલી ગાયની (સોધ ખોળની) હોહાથી પણ ભરપૂર થઇ. (ત્યારે ફરાનક) પેલા ખેતર તરફ દોડતી ગઇ અને પેલા પનાહમાં રાખનાર મરદને એ પ્રમાણે કહ્યું કે "મારા દિલમાં ડહાપણથી એક ફરેસતાઇ વિચાર આવ્યો છે કે જે મારે કરવો જોઇએ. તે કર્યા બગર છુટકો નથી કારણ મારૂં ફરજંદ અને મારો મિઠો જાન એકજ છે. આએ જાદુઇના મુલકની ખાકથી મારા પગ કાપી નાખું (એટલે એ મુલક છોડી જાઉં) અને મારા છોકરા સાથે હિંદુસ્તાન જાઉં, લોકોની વસ્તીમાંથી હું બીમાલૂમ થાઉં અને એને અલબરૂજ પહાડ પર લઇ જાઉં. [જ્યારે એ સખુનો બોલી રહી ત્યારે પોતાના ખુબસુરત (છોકરા) ને લઇ ગઈ અને તેને માટેના ઘણા ગમથી દિલનું લોહી રેડવા લાગી. (એટલે રડવા લાગી)][1].

પોતાના ફરજંદને એક શેતાબ ઘોડાની માફક અને એક જોશમાં આવેલા મેંઢાની માફક બુલંદ પહાડ તરફ લાવી. તે પહાડની ઉપર એક દીનદાર મરદ હતો કે જે દુનિયાના કામકાજોથી બે પરવા હતો. ફરાનકે તેને કહયું કે "ઓ પાક દીનના મરદ! હું ઇરાન જમીનથી (આવેલી) એક કંગાળ સ્ત્રી છું. તું જાણ કે આએ મારૂં બુલંદ મરતબાનું ફરજંદ અનજુમનનું સરદાર થશે. તે ઝોહા-કનું તાજ અને માથું કાપી નાંખશે અને તેનો કમરબંધ ખાકને સોપસે. તુંને એક બાપની માફક તેના જાન માટે ચિંતાતુર રહી તેનો નેગેહબાન થવું જોઇએ." તે નેક મરદે તે ફરજંદને કબૂલ રાખ્યું અને તેની ઉપર કોઇ પણ વખતે થંડો પવન આવવા દીધો નહી (એટલે દુ:ખ પડવા દીધું નહીં). ઝોહાકને એક વખતે પેલી જંગલની ગાયની અને ખેતરની વાત ખબર પડી. તે એક મસ્ત હાથીની માફક કિના સાથે આવ્યો અને પેલી પુરમાએ ગાયને મારી નાંખી. તે (ખેતર) માં જે બી ચોપગાં જાનવરો જોયાં તેઓનો નાશ કીધો અને તેઓથી તે જગા ખાલી કીધી. તુરત ફરેદુનના ઘર તરફ ગયો અને ઘણીબી સોધ કીધી, પણ કોઇ મળ્યું નહીં. તેના મકાનને આતશથી સળગાવી દીધું અને તેના બુલંદ મેહેલને પાયામાંથી નીચે લાવ્યો.

---

૧ કલકતા એડીશન.

## ફરીદુનને પોતાની ઓલાદ વિષે માએને પુછવું.

જ્યારે ફરેદુનની સોળ વર્ષની ઉમર થઇ ત્યારે અલબરૂજ પહાડ પરથી તે નીચે મેદાનમાં આવ્યો. તે માયની આગળ આવ્યો, તેણીને ખોળી કાઢી અને કહ્યું કે "મારી આગળ છુપી વાતનો ભેદ ખોલી દે. મને કહેકે મારો બાપ કોણ હતો? હું કોણછું? કોણના ગોહરથી મારી તોખમ છે? અનજુમનના સરદાર આગળ, હું કોણછું તે બાબે શું કહું? માટે જણાયલી વાતનું ખરૂં દાસ્તાન મને કેહ". ફરાનકે તેને જવાબ આપ્યો કે, "ઓ કીર્તિ સોધનાર (બેટા)! તેં જે કેહવાને માટે કહયું છે તે તને કહીશ. તું જાણ કે ઇરાન જમીનના મુલકમાં આબતીન નામનો એક મરદ હતો. તે કેયાની તોખમનો હતો, ચાલાક હતો, અને અક્કલમંદ અને કોઇને દુ:ખ નહીં દે એવો પેહેલવાન હતો. બહાદુર તેહેમુરસથી તેની બુનીઆદ હતી અને પોતાના બાપદાદા માટેની યાદ ધરાવતો હતો. તે તારો બાપ હતો અને મારો ભલો ધણી હતો. તેના વગર મારો દહાડો રોશન થતો ન હતો. એવું બન્યું કે જાદુ પરસ્ત ઝોહાકે તારો જાન લેવા માટે ઇરાન જમીનથી હાથ લંબાવ્યો. મેં તેનાથી તને છુપાવ્યો. મેં કેટલાં બધાં દુ:ખમાં દહાડા ગુજાર્યા. પેલા ઉંચે મસ્તએના જવાન મરદ તારા બાપે પોતાનો મીઠો જાન તાહરે ખાતર ફીદા કીધો. જાદુગર ઝોહાકની ખાંધ ઉપર બે સાપો ઉગ્યા અને તેણે ઇરાનનો નાશ કીધો. તારા બાપના માથામાંથી તેઓએ ભેજું ખાલી કીધું અને પેલા અજદાહને ખવડાવ્યું. સેવટે હું એક જંગલ ભણી ગઇ કે જેની કોઇને ખબર ન હતી. ખીલતી બહારની મોહસમની માફકની એક ગાય મેં જોઇ, કે જે પગથી તે માથા સુધી રંગ અને શીનગારથી ભરપૂર હતી (એટલે ખુબસુરત હતી). તેનો રખેવાળ પગ ખેંચીને (એટલે પલાઠી વાળીને ભપકામાં)[1] તેની આગળ એક પાદશાહની માફક બેઠો હતો. ઘણો લાંબો વખત સુધી મેં તને તેને સોપ્યો હતો. તેણે તને પોતાની છાતી ઉપર લાડથી ઉછેર્યો. પેલી મોરના રંગની ગાયના થાનથી તું એક બહાદુર મગરમચ્છની માફક ઉછર્યો. સેવટે પેલી ગાય અને ખેતરની ખબર એકાએક પાદશાહને પહોંચી. (તેથી) ઇરાન અને ઘર અને મકાનથી નાહસ ભાગ કરતી એકદમ હું તને જંગલમાંથી લઈ ગઇ. (ઝોહાક) આવ્યો અને પેલી કિમતિ (ગાય) ને, આવી વાચા વિનાની (તારી) મેહરબાન દાઇને, મારી નાખી અને આપણા મકાનથી તે સૂર્ય

---

૧ "પાએ કશે બકરા" નો અર્થ "એકાંત વાસ" પણ થાય.

સુધી ધૂળ ઊડતી કીધી અને બુલંદ મકાનનો ખાડો બનાવી દીધો (એટલે મકાનને ખોદી કાઢયું)." ફરીદુન અજબ થયો અને પોતાના કાન ખોલ્યા અને માયની વાતથી જોશમાં આવ્યો. તેનું દિલ દુ:ખથી ભરપૂર અને તેનું માથું કિનાથી ભરપૂર થયું અને તેના ભવા ઉપર ગુસ્સાથી કરચલી આવી. તેણે માયને એ પ્રમાણે જવાબ કીધો કે "સિંહ અજમાયશ વગર દલેર થતો નથી. હવે, જ્યારે જાદુ પરસ્ત (ઝોહાક). જે કરવાનું હતું, તે કરી ચુકયો છે, ત્યારે હવે મારે તલવારપર હાથ નાંખવો જોઇએ. પાક યજદાનના હુકમથી હું જઇશ અને ઝોહાકના મેહલમાંથી ધૂળ ઊડતી કરીશ". માયે તેને કહયું કે "એ ઠીક નથી, તારામાં દુનિયા સામે ઉભું રેહવાની શકિત નથી. તાજ અને તખત સાથેના ઝોહાક પાદશાહના ફરમાનમાં લશ્કરે કમર બાંધી છે. જ્યારે તે ઇચ્છે છે ત્યારે દરેક મુલકમાંથી એક લાખ આદમીનું લશ્કર કમર બાંધીને આવે છે અને લડાઇ કરે છે. દોસ્તી અને કિનાની રીત એથી જૂદીજ છે. (એટલે દુનિયામાં દોસ્તી કેમ બાંધવી અને કિના માટે લડાઇ કેમ કરવી તેને માટેનો તરીકો જૂદોજ છે. ઉછાછલાંપણાથી એ બજાવી શકાતાં નથી). તું દુનિયાને તારી જવાનીની નજરથી ના જો. જે ધણીએ જવાનીનો શરાબ પીધો હોય છે તે ધણી દુનિયામાં પોતા શિવાય બીજા કોઇને જોતો નથી. તે (શરાબના) છાકટપણામાં પોતાના માથામાં પવન રાખે છે. ખુશી અને ખુશાલી શિવાય તાહરા દહાડા ના હોજો. ઓ દીકરા ! મારી શિખામણ યાદ રાખજે. માયના સખુન શિવાય બીજા સખુનો પવન મિશાલના (એટલે ખાલી વગર ઊપયોગના) ગણજે.

### ઝોહાક અને કાહવે નામના લુહારનું દાસ્તાન.

એ પ્રમાણે બનાવ બન્યો કે દિવસે અને રાત્રે ઝોહાક ફરીદુનની યાદમાં પોતાના હોટ ખોલ્યા કરતો હતો (એટલે બોલ્યા કરતો હતો). ધાસ્તીથી તેનું બુલંદ કદ વાંકુ વળ્યું હતું અને ફરીદુનથી તેનું દિલ ચિંતા ભર્યું થયું હતું. એવું બન્યું કે એક દહાડો પોતાના માથા ઉપર પીરોજાનું તાજ મેલીને હાથીદાંતના તખત ઉપર (બેઠો હતો). દરેક મુલકમાંથી તેણે બુજર્ગોને બોલાવ્યા કે પોતાની પાદશાહીને મજબુત કરે. ત્યાર પછી મોબેદોને એ પ્રમાણે કહયું કે "ઓ હુન્નરમંદ નામવર અને અકલમંદ મરદો ! મારો એક છુપો દુશ્મન છે કે જેને વિશે તમો દાનેશમંદો સઘળી વાત જાણોછો. [ઉમ્મરે તે નાહનો છે પણ ડહાપણનો બુજર્ગ છે. તે એક ખુનીઆદવાળો પેહેલવાન છે, દલેર છે, અને મજબુત બાંધાનો છે. જોકે

ઉમ્મરે એ જવાન નાહનો છે, તોપણ એ પ્રમાણે મોએદે પેહેલવાનો આગળ સખુન કહેલા છે કે 'દુશ્મન જો કે હલકો અને નાહનો હોય તો પણ તેને નાદાન નહીં ગણવો જોઇએ'][1]. હું એક નાહના દુશ્મનને હલકો ગણતો નથી. જમાનાની બદીથી હું હમેશાં બીહતો રહુંછું. મારે મારૂં લશ્કર હાલના કરતાં, શું માણસો કે દેવો કે પરીઓથી વધારવું જોઇએ. હું એક લશ્કર ઉભું કરવા માગુંછું અને તેમાં દેવો અને માણસોને ભેળવા માગુંછું. એ બાબતમાં મસલત કરવી જોઇએ, કારણકે એ બાબતમાં હું અધીરો થઇ ગયોછું. એક દસ્તાવેજ તમોએ લખી કાઢવો જોઇએ કે નેકીના બી શિવાય પાદશાહે (ઝોહાકે) બીજું કાંઇ રોપ્યું નથી. રાસ્તી સિવાય તે કાંઇ પણ સખુન બોલતો નથી, અને ઇનસાફમાં તે કાંઇ પણ બાકી રાખતો નથી." પાદશાહની ધાસ્તીથી સઘળા બુજર્ગો તે કામમાં એક મત થયા. શું જવાન કે બુઢાઓએ તે અઝદાહની સિકલના મરદના દસ્તાવેજ ઉપર ફરજના માર્યા સહી કીધી. તેજ વખતે એકાએક પાદશાહની દરગાહમાંથી એક ઇનસાફ માગવા આવનારનો પોકાર ઉઠયો. તેણે (ઝોહાકે) તે જુલમ ખમનારને પોતા પાસે બોલાવ્યો અને બીજા નામદાર લોકોની પાસે બેસાડયો. પાદશાહે દલગીર ચેહરાથી તેને કહયું કે બોલ કે "કોણુથી તેં જુલમ દીઠો છે." પાદશાહ (ના જુલમ) થી તેણે પોકાર કર્યો અને માથું કુટયું (અને કહયું) કે " ઓ પાદશાહ! હું ઇનસાફ માગનાર કાવેહ છું. મને ઇનસાફ આપ, કારણ કે હું તે માટે દોડતો આવ્યોછું. મારા જાનને તારાથી પહોંચેલાં દુ:ખને માટે પોકાર કરૂંછું. અગરજો ઇનસાફ આપવો, એ તારૂં કામ થઇ પડે, તો ઓ પાદશાહ! તારી સત્તા બહુ વધી પડે. તારાથી મારી ઉપર બહુ જુલમ પડયો છે. તેં બહુ વખત મારા દિલમાં નસતર ભોકયું છે. જો તું મારી ઉપર સેતમ ગુજારવો રવા નહીં ધારતો હોય, તો મારાં ફરજંદ ઉપર શાને માટે તારો હાથ લંબાવે છે? આ દુનિયામાં મારા ૧૮ છોકરાઓ હતા. હાલમાં તેઓમાંથી ફકત એક બાકી રહયો છે. તે એક પુરો છોકરો મને પાછો આપ. તું જોકે હર વખત મારૂં જીગર એથી બળતું રહે છે. ઓ પાદશાહ મને કહે કે મેં શું કીધું છે? અગરજો હું બીગુનાહ હોઉં તો કોઇ બાહનું ના સોધ. ઓ તાજવર! મારી હાલતપર નજર કર. મારીપર માથાના દરદનો (એટલે કમબખ્તીનો) વધારો ના કર. જમાનાએ મને એ પ્રમાણે (બુઢાપાથી) વાંકો વાળી નાંખ્યો છે. મારૂં દિલ ઉમેદ વગરનું અને મારૂં માથું દરદ ભર્યું થયું છે. જવાની હવે બાકી રહી નથી અને

---

૧ કલકતા એડીશન.

ફરજંદ કોઇ રહ્યું નથી, અને દુનિયામાં ફરજંદ જેવું બીજું કોઇ બેશી હોતું નથી. જુલમમાં પણ મધ્યમપણું અને હદ હોવી જોઇએ અને વળી જુલમને માટે કોઇ કારણ હોવું જોઇએ. તું મારી ઉપર જમાનાની બદી પુચ્છે છે, તેને માટે શું સબબ ધરાવે છે તે મને જણાવ. હું એક બીન-ગુનાહ લુવાર છું. પાદશાહ તરફથી મારા માથા ઉપર આતશ (એટલે આફત) આવી પડે છે. તું પાદશાહ છે અને જોકે તુ અઝડાહની સિકલનો છે તો પણ તારે આ બાબતમાં ઇનસાફ આપવો જોઇએ. અગરજો તારી પાદશાહી તળે સાતે ખંડો છે, તો શાને માટે મારે નશીબે રંજ અને શક્તિ હોવી જોઇએ? તારે મને હિસાબ આપવો જોઈએ, કે તેથી દુનિયા અજાએબીમાં પડે, કારણ કે તું જે હિસાબ આપે તે ઉપરથી માલૂમ પડે કે દુનિયામાં મારી વારી (એટલે મારા ફરજંદને મારી નાંખવાની વારી) કેમ આવી, કે તેથી આખી અનજુમનમાંથી મારા ફરજંદનું ભેજુ તારા સાપોને આપવાની જરૂર પડી." પાદશાહે તેના સખુનો સાંભળવાપર ધ્યાન આપ્યું અને આ સઘળી અજાયબી (એટલે તેના સતર દીકરાઓ માર્યા જવાની વાતની અજાયબી) તેણે જાણી, ત્યારે તે અજબ થયો. તેનું ફરજંદ તેને પાછું આપવામાં આવ્યું અને ખુબીથી તેની મિત્રાચારી પાછી સોધવામાં આવી. પછી પાદશાહે કાવેહને ફરમાવ્યું કે પેલા દસ્તાવેજ ઉપર સહી કરે. જ્યારે કાવેહે તે આખો દસ્તાવેજ વાંચ્યો ત્યારે તુરત તે મુલકના બુજર્ગો આગળ પોકાર મારી કહયું કે "ઓ દેવના મદદગારો! આ જેહાનના પાદશાહ (એટલે ખોદા) ના ડરથી તમોએ દિલ ખાલી કર્યું છે. તમો સઘળાઓએ દોજખ તરફ તમારૂં મોહ ધર્યું છે, અને તેના સખુનો ઉપર તમારાં દિલ સોપ્યાં છે. એ દસ્તાવેજ ઉપર હું સહી કરનાર નથી અને હું હરગેજ પાદશાહથી ડરનાર નથી". એ પ્રમાણે તેણે પોકાર કર્યો અને પોતાની જગ્યાએથી (ગુસ્સાથી) ધ્રુજતો ઉઠયો. પેલો દસ્તાવેજ ફાડી નાંખ્યો અને તેને પગતળે કચડી નાંખ્યો. પોતાના વાહલા ફરજંદને પોતાની આગળ ચલાવતો તે મેહલમાંથી બહાર મોહલ્લામાં પોકાર કરતો આવ્યો. મિજલસના વડાઓએ પાદશાહ ઉપર આફરીન કીધી અને કહ્યું કે "જમીનના ઓ નામવર પાદશાહ! લડાઇને દિવસે આસમાનના ચકર તરફથી થંડો પવન તારા સર ઉપર ફુંકી શકતો નથી. બેવકુફ કાવેહને પોતાના બરોબરી આની માફક શાને માટે તું તાહરી નજદીક સુર્ખરૂઇ કરે છે? તારી તરફ હમારી વફાદારી દેખાડનારા દસ્તાવેજને તે ફાડી નાંખે છે અને

તારા હુકમથી સર ફેરવેછે. તેણે પોતાનું સર અને દિલ કિનાથી ભરપૂર કર્યું અને જતો રહ્યો. તું કહેશે કે તેણે ફરીદુનની બાજુ પકડી છે. અમોએ એના કરતાં વધારે બૂરૂં કોઇ કામ જોયું નથી. એ કામમાં હમો અજાયબીથી છક થઇ ગયા." નામવર પાદશાહે જવાબ દીધોકે "મારા તરફથી તમોએ એક અજાયબ વાત સાંભળવી જોઇએ. તે એકે જ્યારે કાવેહ દરબારમાં હજુરમાં આવ્યો, અને જ્યારે મારા બેઉ કાનો તેનો અવાજ સાંભળવા લાગ્યા, ત્યારે મેહલમાં તેની અને મારી વચ્ચે જાણે એક લોખંડનો પહાડ સીધો ઉગી નીકળ્યો. તેજ પ્રમાણે, જ્યારે તેણે પોતાના કપાળપર બેઉ હાથો ઠોકયા, ત્યારે અજઅ્ જેતું કે મારૂં દિલ ફાટ ફાટ થવા લાગ્યું. હું જાણતો નથી કે હવે પછી શું બનશે, કારણ કે આસમાનનો ભરમ કોઇ જાણતું નથી." જ્યારે કાવેહ પાદશાહની આગળથી બહાર નીકળ્યો ત્યારે બજારની જગ્યાએ લોકોનું ટોળું તેની આજુબાજુ એકઠું મળ્યું. તે પોકાર કરવા લાગ્યો અને ફરીઆદ કરવા લાગ્યો અને કુલ આલમને ઈનસાફને માટે બોલાવવા લાગ્યો. લુહારો, જે ચામડાંથી અથોડા ઠોકતી વખતે પોતાના પગનો આગલો ભાગ ઢાંકે છે, તે ચામડાંને કાવેહે એક નેજાની ટોંચ ઉપર ગોઠવ્યું અને તેજ વખતે બજારમાંથી (લોકોની ભીડથી) ધૂળ ઉડવા લાગી. હાથમાં નેજો લઇને તે પોકાર કરતો આગળ ચાલ્યો કે "ઓ ખોદાની શેતાયશ કરનારા નામદારો! તમો માંથી જેઓ ફરીદુન માટે મોહબત ધરાવતા હોવ અને ઝોહાકના બંદથી પોતાનું સર છોડવવા માગતા હોવ, તેઓ સઘળા ચાલો, કે આપણે એકદમ ફરીદુન આગળ જઇએ અને તેના દબદબાના છાયા હેઠળ આસાએસ લઇએ. તમો કહો કે એ (ઝોહાક) પાદશાહ હારેમન છે અને દિલમાં ખોદાનો દુશ્મન છે. આએ વગર કિમતના અને હલકાં ચામડાં (ના વાવટા) ની મદદથી દુશ્મનનો અવાજ દોસ્તથી પિછાની શકાશે (એટલે જેઓ એ ઝુંડા હેઠળ આવશે તેઓ ફરીદુનના દોસ્ત ગણાશે)." તે બહાદુર મરદ (કાવેહ) લોકોની વચ્ચે આગળ ચાલ્યો અને તેની આજુ બાજુ એક નાહનું નહીં (પણ મોહટું) લશ્કર ભેગું મળ્યું. તે પોતે જાણુતો હતો કે ફરીદુન કયાં છે. સર નીચે નાંખી તે સીધોજ ચાલ્યા કરતો હતો. તે નવા સરદારની દરગાહ આગળ આવી પહોંચ્યો. જ્યારે દૂરથી (ફરીદુનની દરગાહ) જોઇ ત્યારે તેઓએ એક પોકાર ઉઠાવ્યો. જ્યારે પાદશાહે એક નેજા ઉપર ચામડું ચહઢાવેલું જોયું ત્યારે નેકીથી એક સારા સગન સરૂ કીધા અને તે (વાવટા) ને રૂમના દીબા નામના કપડાંથી સીનગાર્યો. તેની બાજુઓ ગોહરથી અને તેની ભોંય સોનેરી ભરતથી સીંનગારી. ગોળ માહતાબની માફક તેણે (તે વાવટાને) પોતાના સર ઉપર ધર્યો અને પાદશાહે એક મુબારક સગનનો પાયો નાંખ્યો. તેની નીચે લાલ, પીળા, અને બલુ કટકા

લટકાવ્યા અને તેનું નામ કાવીઆની ઝુંડો પાડયું. ત્યારપછી, જે કોઇ શખસ તખત લેતો અને પાદશાહી કોલાહ સર ઉપર મેલતો, તે લોહાડના આ વગર કિમતના ચામડા ઉપર નવા નવા ગોહરો લટકાવતો. કિમતિ દીબાનાં કપડાં અને રેશમી કપડાં (ના સિંગાર) થી કાવીઆની ઝુંડાનો સેતારો એવો તો બુલંદ થયો, કે અંધારી રાતની વખતે. તે ખોરશેદ જેવો દિસતો અને કુલ આલમનું દિલ તેનાથી ઊમેદ ભર્યું થયું હતું. એ પ્રમાણે આ દુનિયા કેટલોક વખત ફરતી રહી અને જે બનવાનું હતું તેના ભેદો છુપા રાખ્યા. ફરીદુને જ્યારે એ પ્રમાણે દુનિયાને દીઠી અને ઝોહાકની સામે દુનિયાને ફરી ગએલી દીઠી ત્યારે કમ્મરપર કમ્મરબંધ બાંધીને અને માથાપર કેઆની કોલાહ પેહેરીને પોતાની માયપાસે આવ્યો (અને કહેવા લાગ્યો) કે “ મારે લડાઈ માટે જવું જોઇએ. ખોદાની બંદગી સિવાય તાહરૂં કામ બીજું કાંઇ ન હોતું. આ દુનિયા કરતાં દુનિયાને પેદા કરનાર ખોદા ચઢતે દરજ્જેનો છે, (માટે) શું સુખ વેળા કે દુઃખ વેળા તારા બેઉ હાથો તેની તરફ ધરજે.’’ તેની મા આંખમાંથી પાણી રેડવા લાગી અને દિલના લોહીથી (એટલે દલગીરી ભરેલાં દિલ સાથે) ખોદાને યાદ કરવા લાગી. તેણી ખોદાને કેહેવા લાગી કે “ઓ મારા જેહાનદાર! આ મારા ફરજંદને હું તાહરા વિશ્વાસમાં સોંપું છું. તેના જાનને બૂરાઓની ધાસ્તીથી તુ દૂર રાખજે અને બીવકુફોથી આ દુનિયાને ખાલી રાખજે.” ફરીદુન તુરત જવાની તૈયારી કરવા લાગ્યો અને દરેક શખસથી વાત છુપાવવા લાગ્યો. તેના બે મુબારક અને બરોબરીઆ ભાઇઓ હતા. તે બેઉ ભલા આદમીઓ તેનાથી ઊમ્મરમાં વડા હતા. તેઓમાંથી એક કીઆનુશ નામનો હતો અને બીજો ખુશાલ મરજીવાળો પુરમાય નામનો હતો. ફરીદુને તેઓ આગળ સઘળી વાત ખોલી ને કહી કે “અએ બહાદુર મરદો! તમો ખુશ અને ખુશાલ જીવજો. આસમાન આપણાં ભલાં વગર ફરનાર નથી. બુર્જોગીની કોલાહ (એટલે પાદશાહી) આપણે હાથ પાછી આવશે. તમો કાબેલ લુવારને લઇ આવો કે તેઓ મારે માટે એક મ્હોટો ગુરજ બનાવે.” જ્યારે (ફરીદુને) એ પ્રમાણે કહ્યું ત્યારે તેઓ જલદીથી નિકળ્યા અને લોઢાના બજાર ભણી શેતાબ ગયા. તે[1] ધંધાદારીઓમાંથી જેઓ કીર્ત્તિ સોધનાર (એટલે વખણાએલા) હતા, તેઓએ ફરીદુન ભણી પોતાનું મોંહ ધર્યું. દુનિયાને

---

૧ મોહલ એ શબ્દ બીશે આપે છે તે પીશે વાંચવો.

સોધનાર ફરીદુને હાથમાં યંત્ર સેતાબ ધર્યું અને તેનાથી તેઓને ગુરજનો આકાર ચિતારી બતાવ્યો. પોતાની આગળ જમીન ઉપર તેણે એક ભેંસના આકારનો ચિતાર ચિતાર્યો. પેલા લુવારોએ એ કામ ઉપર પોતાના હાથ નાખ્યા અને જ્યારે એ ભારી ગુરજનું કામ ખલાસ થયું, ત્યારે જેહાનને સોધનાર ફરીદુન આગળ તે ગુરજ લઇ ગયા કે જે ગુરજનો આકાર ખોરશેદની માફક ચળકતો હતો. તેને લુવારોનું કામ પસંદ આવ્યું અને તેથી તેઓને પોષાક અને સોનું રૂપું ભેટ આપ્યું, અને વળી તેઓને ઘણી ભલી ઊમેદો આપી અને ચઢતો દરજ્જો કરવાની ઘણીક કબૂલાતો આપી કે "અગરજો ઝોહાકને હું જમીન દોસ્ત કરીશ તો તમારા સરને ધૂળથી હું સાફ ધોઇ નાખીશ (એટલે તમારૂં સારૂં કરીશ). જ્યાં સુધી હું દાદારનું નામ યાદ કરીશ ત્યાં સુધી હું દુનિયાને ઇનસાફને માર્ગે ચલાવીશ."

## ફરીદુને ઝોહાકની લડાઇપર જવું.

ફરીદુને ખોરશેદ તલક પોતાનું સર ઉડાવ્યું અને બાપના કિનામાં પોતાની કમ્મર તંગ બાંધી. ખોરદાદ રોજને દહાડે નેક સેતારાના સગન સાથે અને દુનિયાને રોશન કરનાર ફાલ સાથે, ખુશી ખુશાલી સાથે બહાર નિકળ્યો. તેની દરઘાહમાં લશ્કર એકઠું થયું અને તેના તખતનું શર વાદળાં તલક પહોંચ્યું. ગરદન ઉડાવનાર હાથીઓની ઊપર અને ભેંસોની ઊપર લશ્કરનો ખોરાક આગળ ચલાવવામાં આવ્યો. પાદશાહના બેઉ હાથ ઉપર કીઆનુશ અને પુરમાયે, નાહના ભાઇના ભલું ઇચ્છનારા તરીકે ચાલતા હતા. સઘળાઓ કિનાથી ભરેલા સર સાથે અને ઇનસાફથી ભરેલા દિલ સાથે એક મંજલેથી બીજી મંજલે પવનની મિસાલે શેતાબ જતા હતા. શેતાબ ચાલના અરબી ઘોડા ઉપર સવાર થઇ તેઓ એક જગ્યાએ આવી પહોંચ્યા કે જ્યાં યજદાંપરસ્ત લોકો રેહેતા હતા. ફરીદુન નેક આદમીઓની આ જગ્યાએ ઉતર્યો અને તે લોકોને સલામ કેહેવાડી. જ્યારે રાત વધારે અંધારી થઇ ત્યારે તે જગેથી એક નેકખાહ મરદ ભપકામાં આવ્યો. કસ્તુરી જેવા તેના બાલ તેના પગ સુધી લટકતા હતા. તેનો ચેહરો એક બેહસ્તી પરીના જેવો હતો. તે સરોશ યજદ હતો અને બેહસ્તમાંથી આવ્યો હતો કે ફરીદુન આગળ સઘળી સારી માઠી વાતો કહે.

એક પરીની માફક તે પાદશાહ આગળ આવ્યો અને છુપી રીતે તેને તદબીરો શિખવી કે તેથી તે સઘળી મુશ્કેલીઓની કુંચી જાણે અને જેબી માલૂમ હોય તેને પોતાની તદબીરથી ઉઘાડું કરે. ફરીદુને જાણ્યું કે એ એક યજદ છે અને આહેરેમન કે બૂરાં કામવાળો નથી. તેથી ખુશાલીથી તેનો ચેહરો ખીલ્યો, કારણકે તેણે પોતાના શરીરને જવાન જોયું, તેમજ નશીબને ખીલતું જોયું. બબરચીઓએ ખાણું તૈયાર કર્યું અને મ્હોટા આદમીઓને લાયકનો એક સફરો બિછાવ્યો. જ્યારે ખાણુંપીણું પુરૂં થયું, ત્યારે તેનું માથું ભારી થયું અને તેથી તેને સુવાની તલપ જલદીથી થઇ. જ્યારે તેના ભાઇઓએ તેની ફરેસ્તા જેવી ચાલચલગત અને કામ જોયું, અને તેનું રોશન નશીબ જોયું ત્યારે બેઉ જણા તુરત ઉઠયા અને તેનો નાશ કરવાની ગોઠવણ કરવા લાગ્યા. એક ઉંચા પહાડની ઉપર એક ટેકરી હતી તેની ઉપર તેના બેઉ ભાઇઓ લોકોમાંથી છુપી રીતે નિકળી જઇ (ચઢયા). તે લાંબી રાતનો થોડો વખત પસાર થયા પછી, જે ટેકરીની તળેટીએ પાદશાહ ખુશાલ સુતેલો હતો, તેની ઉપર તે બેઉ ઘાતકી ભાઇઓ ચઢયા. કોઇ પણ ધણીને તેઓની ખબર હતી નહીં. [ખડકમાંથી તેઓએ એક મ્હોટો પથ્થર ખોદી કાઢયો અને પોતાના બૂરાં કામની કંઇ હદ જોઇ નહીં].[૧] જ્યારે તેઓએ તે ટેકરીમાંથી પથ્થર ખોદી કાઢયો કે તેથી એકદમ તુરત પાદશાહનું માથું છુંદી નાખે, અને તે પહાડ ઉપરથી તેને નીચે ગબડાવ્યો અને તે નીચે સુતેલા (પાદશાહ) ને તેથી માર્યો ગયલો ધાર્યો, ત્યારે ખોદાના હુકમથી તે પથ્થર ગબડવાના અવાજે તે સુતેલા મરદના સરને જાગરૂત કીધું. ફરીદુને કોઇ મંત્રથી તે પથ્થરને તેની જગ્યાએ અટકાવી મેલ્યો, અને તે તેની જગ્યાએથી જરાક પણ વધુ આગળ ગબડયો નહીં. તે ભાઇઓએ જાણ્યું કે આએ ફરેસ્તાને લાયકનું કામ છે અને તે કાંઇ બીકારને માર્ગનું અથવા બદીને હાથનું કામ નથી (એટલે ફરીદુનના આ કરામતી બચાવમાં ખોદાનો હાથ છે આહરેમનનો નહીં). ફરીદુને કમ્મરબંધ બાંધ્યો અને એ વાત છુપી રાખી. તેણે એ વાત તેઓને જાહેર કરી નહીં. તેણે આગળ કુચ કરી અને કાવેહ લશ્કરની હરોલમાં

૧ ક. એદીશન.

ચાલતો. તેણે તે જગ્યાએથી શેતાબ આગળ ચાલવા માંડ્યું. કાવીઆની ઝુંડો, જે બખતાવાર તેમજ પાદશાહી ઝુંડો હતો, તે ઉંચે ઉડાવેલો હતો. એક તાજ સોધનાર મરદ હોય, તે માફક તે અરવંદ નદી તરફ આગળ વધ્યો. જો તું પેહલવી જબાન નહીં જાણતો હોય તો અરબી જુબાનમાં અરવંદ નદીને દજલેના નામથી ઓળખ. તે ભલા પાદશાહે બીજી મંજલ દજલે નદીના કિનારા ઉપર અને બગદાદ શેહરમાં કીધી. જ્યારે તે અરવંદ નદીપર આવી પહોંચ્યો ત્યારે તેણે નદીના ચોકીબાનોને સલામ કેહવાડી કે "કીસ્તી અને મછવા એકદમ સઘળા નદીને આએ કિનારે મોકલી આપો." તે ફતેહમંદ પાદશાહે તે આરબોને કહયું કે "કીસ્તીઓને હમણાં એકદમ પાણીના માર્ગમાં ઉતારો. મને મારાં લશ્કર સાથે પેલે કિનારે પહોંચાડો અને એ લશ્કરમાંથી એક શખસને પણ આ કિનારે રહેવા ના દેતા." તે નદીનો ચોકીબાન કીસ્તી નહીં લાવ્યો અને ફરીદુનના કેહવા પ્રમાણે નીચે (પાણીમાં) ઉતર્યો નહીં. તેણે એવો જવાબ આપ્યો કે "દુનિયાના પાદશાહે (એટલે ઝોહાકે) મને છુપી રીતે એ પ્રમાણે કહેલું છે કે જ્યાં સુધી મારી બરાબર મોહર સાથેનો કોઈ પરવાનો પેહલાં તુંને દેખાડવામાં ન આવે ત્યાં સુધી તારે કીસ્તી ઉતારવી નહીં." જ્યારે ફરીદુને આ વાત સાંભળી ત્યારે ગુસ્સે થયો અને આ ઉંડા પાણીની નદીનો તેને કંઈ ડર લાગ્યો નહીં. તુંદીઠી તેણે પોતાની કેઆની કમ્મર બાંધી અને પોતાના સિંહ જેવા દિલના ઘોડા ઉપર સ્વાર થયો. કિના અને લડાઈ માટે તેનું સર તેજ થયું અને તેણે પોતાના ગુલાબી રંગના ઘોડાને પાણીમાં ઝોકાવ્યો. તેના સઘળા સાથીઓએ કમ્મર બાંધી અને તેજ પ્રમાણે નદીમાં ઉતર્યા. પોતાના નેકબખત સેતાબ ચાલના ઘોડાઓ ઉપર તેઓએ જીનને પાણીમાં ડુબતાં કીધાં. તે સરના ઊઠાવનાર સરદારોનાં માથાં, ઘોડાઓના પાણીમાં ચાલવાથી ઉંઘમાં પડવા લાગ્યાં (એટલે કે તેઓને ફેર આવવા લાગી). જે પ્રમાણે કે અંધારી રાતે કલપિત શખસો (અથવા ભુતો) નાં માથાં દેખાય તેમ પાણીમાંથી તેઓનાં શરીર અને યાલ, ઉપર આવેલાં દેખાતાં. કિના ભર્યા સર સાથે તેઓ જમીનપર આવી પહોંચ્યા અને બઇત ઉલ મુકદ્દસ ભણી મોંહ કર્યાં. પેહલવી જુબાનમાં જો

બોલવામાં આવે તો એ શેહેરને ગંગે દીઝહુખ્ત કહેતા. અરબી જુબાનમાં હાલમાં તેને "પાક મકાન" એવા નામથી તું ઓળખ. અને જાણ કે ઝોહાકનો મેહેલ અંહી બાંધેલો હતો. જંગલમાંથી તેઓ તે શેહેર ભણી આવી પહોંચ્યા, કે જે શેહેરમાંથી તેઓ ફાયદો મેળવવાને આવ્યા હતા. એક માઇલ દૂરથી ફરીદુને નજર કીધી અને તે પાદશાહી શેહેરમાં એક મેહેલ દીઠો કે જેનું મકાન શનીસ્ચર સેતારા કરતાં પણ ઊંચું દેખાતું. તું કહેશે કે તે મકાન જાણે તારાઓને ખેંચી લેતું. ભરેસ્પતિ સેતારાની માફક તે આકાશમાં ચળકતું દેખાતું અને તે શાદી, આરામ અને ખુશીની જગ્યા હતી. ફરીદુને જાણ્યું કે તે ઝોહાકનું મકાન હતું, કારણકે તે બુજોરગી અને દબદબાનું મકાન હતું. તેણે પોતાના સાથીઓને કહયું કે "જે ધણી, કાળી માટીથી, પાયાથી આવી બુલંદી તલક મકાન ઉભું કરે, તે ધણી માટે હું ધાસ્તી રાખું છું કે આ જેહાન તેની સાથે કોઇ છુપો ભેદ ધરાવે છે. બેહતર એ દિસે છે કે આ લડાઇની જગ્યાએ ઢીલને બદલે આપણે શેતાબી કરવી જોઇએ." એટલું કહીને તેણે ભારી ગુરજપર હાથ નાખ્યો અને પોતાના શેતાબ ઘોડાને લગામ સોંપી. તું કહેશે કે એક આતશ બરપા થયો હતો અને મેહલના ચોકીબાનો આગળ ઉગી નિકળ્યો હતો. જીન ઉપરથી તેણે ભારી ગુરજ ઉઠાવ્યો. તું કહેશે કે તે જમીનને ઘડી કરી નાખે છે. દુનિયાની અજમાયશ વગરનો તે દલેર જવાન, તે બુલંદ મેહલ આગળ આવી પહોંચ્યો. દરવાજાપર કોઇ પણ ચોકીબાન રહયો ન હતો.

## ફરીદુનની જમશેદની છોકરીઓ[૧] સાથેની મુલાકાત.

જે તલેશમ ઝોહાકે બનાવ્યો હતો અને તેનું સર આસમાન સાથે લગાડેલું હતું, તેને ફરીદુન ઉંચેથી નીચે લાવ્યો, કારણકે તેણે તેને ખોદાના નામ વગરનો દીઠો. જે ધણી, તેની સાંમે આવતો, તેની છાતી ઉપર તે ગાયની સિકલના માથાવાળો ગુરજ મારતો હતો. તે સઘળા જાદુગરો, કે જેઓ તે મેહલમાં હતા અને જે સઘળા જાણીતા હિમ્મતવાન દેવો હતા, તે સઘળાઓનાં માથાં ભારી ગુર-

૧ કેટલીક નકલો છોકરીઓને બદલે બેનો જણાવે છે.

જથી છુંદી નાખ્યાં અને તે જાદુ પરસ્ત પાદશાહના તખત ઉપર બેઠો. ઝોહાકના તખત ઉપર પગ મેલી કેઆની કોલાહ પેહેરી અને બેઠક લીધી. તેના મેહલમાં સર્વ જગ્યાએ નજર કરી, પણ કોઇ પણ રીતે ઝોહાકનો પત્તો દીઠામાં આવ્યો નહીં. તેના રાતના મકાનમાંથી એટલે જનાનખાનામાંથી કાળી આંખવાળી અને ખોરશેદ જેવા ચેહરાવાળી ખુબસુરત સ્ત્રીઓને બહાર લાવ્યો. પેહલે તેણે તેઓનાં તન ધોવાને ફરમાવ્યું અને ત્યાર પછી તેઓનાં રવાનને અંધકારથી સાફ કર્યાં. તેઓને પાક દાવરનો માર્ગ દેખાડયો અને આલુડગીથી તેઓને સાફ કર્યાં, કારણકે તેઓ બુત પરસ્તોને હાથ ઉધરેલાં હતાં અને છાકટા આદમીઓની માફક ઘેરાએલાં મગજનાં હતાં. ત્યાર પછી જેહાનદાર જમશેદની એ છોકરીઓ પોતાની નરઘેશ જેવી આંખોમાંથી પોતાના લાલ ગુલાબ જેવા ગાલોને ભિનાશ આપવા લાગી (એટલે રડવા લાગી). તેણીઓએ ફરીદુન આગળ સખુનો બોલ્યા કે “જ્યાં સુધી આ બુઢી દુનિયા હૈયાત છે ત્યાં સુધી તું ખુશ રહેજે. ઓ નેકબખત! તારો સેતારો કેવા પ્રકારનો થયો છે? અને કયાં ઝાડની ડાંખલીનું તું ફળ છે (એટલે તું કોણની ઓલાદનો છે ? કે એપ્રમાણે તું એક સિંહના બિછાના આગળ આવ્યો છે અને તે દલેર મરદ (ઝોહાક) ની ઉપર એક જુલમ પાડનાર તરીકે આવ્યો છે. આ આહરેમનની ખશલતના અને સાપની ખાંધવાળા મરદથી હમોએ કેટલી બધી રંજ અને દુઃખ ખમ્યું છે! આએ કમઅક્કલ જાદુગરના કામોથી આ દુનિયા હમારી ઉપર કેટલી બધી રૂઠી હતી! તારા જેવી ચંચળાઇનો હમોએ કોઇ શખસ જોયો નથી, કે જે તારા જેટલો હુન્નરનો હિસ્સો ધરાવતો હોય, કે જેને ઝોહાકના તખતનો વિચાર આવ્યો હોય અને વળી તેનો દબદબો મેળવવાની ઇચ્છા થઇ હોય.” ફરીદુને એ પ્રમાણે જવાબ આપ્યો કે “કોઇ પણ ધણીનું તખત કે સારૂં નશીબ જાવેદાન ટકી શકતું નથી. હું તે નેકબખત આબ્તીનનો દીકરો છું કે જેને ઝોહાકે ઇરાન જમીનમાંથી પકડયો હતો અને સંતાપ ભરી રીતે મારી નાખ્યો હતો. મેં તેનો કિનો લેવા માટે ઝોહાકના તખત ભણી મારૂં મોંહ કર્યું છે. વળી તે પુરમાયે નામની ગાય, જે મારી દાઇ થઇ હતી અને જેનું શરીર, સિકલમાં સઘળા સીનગાર તરીકે હતું, તેના જેવા વાચા વિનાનાં ચોપગાં જાનવરને મારી નાખવાથી તે નાપાક વિચારના

મરદના હાથમાં શું આવ્યું હશે! તેટલા માટે લડાઇ કરવાને મેં કમ્મર બાંધી છે અને ઇરાનથી હું કિના તરફ મોંહ ધરી અહીં આવ્યો છું. પેલા ગાવની સિકલના ગુરજથી હું તેનું માથું છુંદીશ અને તેની ઉપર દયા કે મેહેર નહીં લાવીશ." જ્યારે તેનાથી અરનવાજે એ પ્રમાણે સખુનો સાંભળ્યા ત્યારે તેણીના પાક દિલ આગળ સઘળો ભરમ ખુલ્લો થયો. તેણીએ તેને કહયું કે "ઓ પાદશાહ! તું ફરીદુન છે, કે જે ઝોહાકના જાદુ અને મંત્રનો નાશ કરશે, કે જેને હાથે ઝોહાકનું મોહત છે અને જેની કમ્મર બાંધેલી મરદાનગીથી આએ દુનિયાનો છુટકારો છે. હમો બેઉ કેઆની તોખમની પાક ઓરતો છઇયે કે જેઓ હલાક થવાની ધાસ્તીથી તેને તાબે થયાં છઇએ. એક સાપવાળા સાથી સાથે હમારૂં સુવું અને ઉઠવું બેસવું છે, તે ઓ પાદશાહ! અમો કેમ સાંખી શકીએ!" ફરીદુને એ પ્રમાણે પાછો જવાબ આપ્યો કે "અગરજો આસમાન પોતાની બુલંદી ઉપરથી મને ઇનસાફ આપશે, તો ઝોહાકના પગ આ જમીન ઉપરથી ઉખેડી નાખીશ અને જેહાનને તે નાપાકથી સાફ કરી ધોઈ નાખીશ. હવે તમોએ મને સાચ્ચું કેહેવું જોઈએ કે તે સાપની મિસાલનો (ઝોહાક) કયાં છે?" તે ખુબસુરત સ્ત્રીઓએ તેના આગળ ભરમ ખોલ્યો કે તેથી ઝોહાકનું સર (ફરીદુનની) કાતર વચ્ચે આવે. તેઓએ કહયું કે "તે હિંદુસ્તાન ગયો છે કે જાદુગરોના તે મુલકને પોતાના બંદમાં લાવે અને હજારો બીનગુનાહ લોકોનાં માથાં કાપે. તે જમાનાની બદીથી બીધો છે, કારણકે એક અગમચેતી કરનારે તેને કહ્યું છે કે "આ જમીન તારાથી ખાલી થશે, અને એક શખસ આવશે, જે તારા તખતનું સરતાજ લેશે અને તેથી તારો દબદબો અને નસીબ ઝાંખુ પડશે." તેનું દિલ આ પ્રમાણે કહેવાયલી ફાળની આતશ ભર્યું (એટલે ચિંતાતુર) રહે છે અને તેને મનથી તેની જીંદગી નાખુશ રહે છે. જંગલી અને પળાય એવાં જાનવરો, મરદો અને ઓરતો એ સઘળાંનું તે લોહી રેડે છે, અને તે લોહીને નાહવાના એક હોજમાં જમા કરે છે, કે તે પોતાનું સર અને તન લોહીમાં ધોએ, કે તે સેતારે શનાસોનું કહેલું ઊંધુ વળે. વળી પોતાના બે ખાંધો ઉપરના સાપોથી તે લાંબા વખતનાં દુખમાં છે અને અજાયબીમાં ગરકાવ રહે છે. તે એક મુલકથી આવે છે અને બીજે મુલક જાય છે અને પેલા બે કાળા

સાપોના દરદથી આરામ પામતો નથી. હાલ તેનો પાછો ફરવાનો વખત આવી પહોંચ્યો છે, કારણ કે તેના જાદુકના ઉતારાની કોઇ જગ્યા નથી." પેલો જખમી દિલની બાનુએ એ પ્રમાણે ભેદ ખુલ્યો, અને ગરદન ફરાઝ ફરીદુને બે કાન ધરી તેણીની વાત સાંભળી.

## ઝોહાકના વકીલ સાથેની ફરીદુનની હકી-કતનું દાસ્તાન.

જ્યારે ઝોહાકથી તેનો મુલક ખાલી રહેતો (એટલે જ્યારે ઝોહાક બીજે ગામ જતો,) ત્યારે એક ગુલામ મિસાલનો (તેનો ફર-માન બરદાર) જે તવંગર મ્હોટો આદમી[૧] હતો, તે પોતાના હસ્તકમાં તખત, ખજાનો અને મહેલ રાખતો, અને તે પોતાની આબાદી,[૨] પોતાના પાદશાહ માટેની દીલસોજીમાં ગણુતો, તેને લોકો કુન્દરવના નામથી બોલાવતા, કારણકે તે બીદાદ તરફ સુસ્તિથી પગલાં ભરતો હતો. કુન્દર દોડતો મેહેલમાં આવ્યો અને તેના અએવાનમાં એક નવા પાદશાહને જોયો, કે જે, આગેવાન જગ્યાએ, એક બુલંદ સર્વનું ઝાડ, જેના ઉપર ગોળ માહતાબ ઉગેલો હોય, તે માફક મજાહથી બેઠો હતો. તેના એક હાથ ઉપર સીધ્ધા સરવની માફક શેહેરનાઝ હતી અને બીજા હાથ ઉપર આફતાબને ચેહેરેની અરનવાઝ હતી. સઘળું શેહેર તેના લશ્કરથી તમામ ભરાઇ ગયું હતું. કમ્મર બાંધી તૈયાર ઉભા રહેલા સીપાહોએ તેના દરવાજા ઉપર સફ સમારેલી હતી. તે નહીં અજબ થયો કે નહીં ભેદ ભરમ પુછયો, પણ નમતો નમતો આગળ ગયો અને સલામ કીધી. ફરીદુન ઉપર આફ-રીન કીધી કે "એ શેહરયાર! જ્યાં સુધી જમાનો કાયમ રહે ત્યાં સુધી જીવતો રહેજે. દબદબા સાથે (તખતપર) તારૂં બેસવું મુબારક થજો, કારણકે તું પાદશાહીને લાયકનો છે. હફત કેશ્વર જમીન તારી ફરમાનબરદાર થજો. વરસાદ વરસતાં વાદળાં કરતાં તારૂં સર બુલંદ થજો." ફરીદુને ફરમાવ્યાથી તે આગળ ગયો અને સઘળી પોતાની છુપી વાતો જાહેર કરીને કહી. દેલાવર પાદશાહે તેને ફરમાવ્યું કે "જા, એક પાદશાહી મિજલસ માટે સઘળી જરૂરની ચીજો તૈયાર કર, શરાબ લાવ અને રામશગરોને બોલાવ. શરાબની જામો

(૧) એ શબ્દ 'માયેવર' વાંચવો.
(૨) શેયુફતી વાંચો.

ભર અને ખાણુાનો સફરો બિછાવ. જેઓ ખુશીખુશાલી (ની મિજ-લસ)માં મારે લાયકના (એટલે મારા દરજ્જાના) હોય અને મિજલ-સમાં મારા દિલને ખુશ કરનારા હોય તેઓને લાવ, અને મારા તખત આગળ, મારા નસીબ (એટલે દરજ્જા)ને લાયક દિસે તેમ, એકઠા કર. જ્યારે કુન્દરવે તેનાથી આ સખુનો સાંભળ્યા, ત્યારે નવા પાદશાહે જે ફરમાવ્યું તે કર્યું. તે ચળકતો શરાબ, અને રામશગરો, અને ગોહરોથી સિંગાર પામેલાં મોટાં માણુસો, જેઓ ફરીદુનની સંગતને લાયક હતાં, તે સર્વને લેઇ આવ્યો. ફરીદુને જ્યારે શરાબ પીધો અને ખુશી ખોરમી કીધી, ત્યારે તે રાત્રે જેમ ઘટતું હતું તેમ જશન કીધું. જ્યારે બામદાદ થઇ ત્યારે કુન્દરવ દોડતો નવા પાદશાહ આગળથી બહાર નિકળ્યો. સેતાબીથી રસ્તો કાપનાર એક ઘોડા ઉપર સ્વાર થયો અને શાહ ઝોહાક ભણી રસ્તો પકડયો. જ્યારે પાદશાહ આગળ આવી પહોંચ્યો, ત્યારે જે જોયું અને સાંભળ્યું હતું તે સઘળું કહ્યું. તેણે કહ્યું કે "અએ બહાદુર મરદોના પાદશાહ! તારૂં કામ ઊંધું વળ-વાની નિશાણી દેખાય છે. ત્રણુ સરફરાજ મરદો એક લશ્કર સાથે બીજા મુલકથી આવી પહોંચ્યા છે. એ ત્રણમાંથી, વડાઓમાં જે એક ન્હાનો છે, તે કદમાં સરદારોના જેવો અને ચેહેરામાં પાદશાહોના જેવો છે. તે ઉમ્મરમાં ન્હાનો છે, પણુ ડહાપણુમાં વધારે છે, અને પેલા બે વડાઓ કરતાં ચઢતો દરજ્જો ભોગવે છે. તે એક પહાડના ટુકડા જેવો ગુરજ ધરાવે છે અને સર્વ લોકોની વચ્ચે પ્રકાશી નિકળે છે. તે પાદશાહના મેહેલમાં ઘોડા ઉપર આવ્યો અને તેના બે કીર્ત્તિવંત ભાઇઓ માર્ગમાં તેની સાથે હતા. તે આવ્યો અને પાદશાહી તખત ઉપર બેઠો અને તારા સઘળા તલેસમો અને મંત્રોને તોડી નાખ્યાં. તારાં અએવાનમાં જે કોઇ શખસો હતા, શું તારા મરદોને મરદો કે દેવો, તે સઘળાઓનાં માથાં પોતાના ઘોડા ઉપરથી ભાંગી નીચે નાખ્યાં, અને તેઓનાં ભેંજાઓને લોહીથી ઝઝરતાં કીધાં." ઝોહાકે તેને કહ્યું કે "કદાચ તે એક મહેમાન હશે અને પોતે (એ રીતે) ખુશ થતો હોવો જોઇએ." પેલા કારભારીએ એ પ્રમાણે જવાબ દીધો કે "ગાયની સિકલના ગુરજ સાથેનો મહે-માન તે કેવો હોય! તારા આરામની જગ્યાએ તે હિમ્મતથી બેસે છે; તારા તાજ અને કમ્મરબંદપરથી તારૂં નામ છેકી નાખે છે. તે પોતાના રિવાજ તરીકે નિરઊપકારીપણું લાવે છે. એવા

શખસને જો તું મહેમાન તરીકે પિછાનતો હોય તો પિછાન." ઓહાકે તેને કહયું કે "એ પ્રમાણે ફર્યાદ ના કર, કારણકે એક શોખ મહેમાન હોય તે સગનમાં વધારે સારો ગણાય." કુન્દર્વે તેને એ પ્રમાણે જવાબ આપ્યો કે "ઠીક છે. મેં સાંભળ્યું. હવે તું મારો જવાબ સાંભળ. જો આએ નામવર તારો મેહેમાન છે તો તેને તારા જનાનખાનામાં શું કામ છે? જેહાનદાર જમશેદની છોકરીઓ સાથે તે બેસે છે અને ન્હાની મ્હોટી બાબતો ઉપર તેઓની સાથે મસલત કરે છે. એક હાથે શેહેરનાઝનો ચેહેરો પકડે છે અને બીજે હાથે અરનવાઝના અકીક જેવા હાથો પકડે છે. અંધારી રાત વેળાએ તે એના કરતાં વધારે બૂરૂં કામ કરે છે. તે માથા તળે કસ્તુરીનો તકીયો બનાવે છે, કારણકે તારી પેલી બે માહતાબજેવી ઓરતો, જેઓ હમેશાં તારી દિલ ખાહ હતી, તેઓના બાલના બે ગુચ્છાં કસ્તુરીઓ માફક છે." ઝોહાક એક વરૂની માફક ગુસ્સે થયો અને આએ સખુન સાંભળી મોતની ખાહેશ કીધી. ખરાબ ગાળો અને સખત અવાજ સાથે તુંદીથી, તે કમબખત મરદ સાથે ચિરડાયો. તેણે તેને કહયું કે "હવે પછી હરગેજ તું મારા ઘરમાં મારો રખેવાળ ના થતો." તે કારભારીએ તેને જવાબ આપ્યો કે "ઓ પાદશાહ! એવું ધારૂં છું કે તું હવે પછી સારા નસીબનો કાંઇ પણ હિસ્સો મેળવનાર નથી. ત્યારે તું મને શેહેરની હાકમી કેમ આપનાર છે? જ્યારે મોટાં કામો (ની હકુમત)થી તું પોતે બીનસીબ રહેશે ત્યારે તું મને કામનો કારોબાર તે શું સોંપનાર છે? જેમ ખમીરમાંથી બાલ (ખેંચી કાઢવામાં આવે) તેમ તું બુજોર્ગીના તખતપરથી બહાર આવ્યો છે. માટે ઓ મ્હોટા આદમી! તું તેનો ઉપાય કર. તું તારા કામની શાને માટે ગોઠવણ કરતો નથી, કારણકે કોઇ પણ વખત એવું કામ તારી સનમુખ આવી પડયું ન હતું. [તારો દુશ્મન આવ્યો છે અને તારા તખતપર બેઠો છે. ગાયની સિકલનો એક ગુરજ તેના હાથમાં છે, તેણે તારા બંદ, જાદુ અને મંત્રો સર્વનો નાશ કર્યો છે. તારા દિલને આરામ આપનારી સ્ત્રીઓ તેણે લઇ લીધી છે અને તારૂં તખત પગ તળે દાબ્યું છે][1]

---

(૧) ક. એડીશન.

# ફરીદુનનું ઝોહાકને બંધ કરવું.

આ વાતચીતથી જેહાનદાર ઝોહાક જોશમાં આવ્યો અને તુરત (લડાઇ માટે ફરીદુન તરફ) મોંહ ફેરવ્યું. તેણે ફરમાવ્યું કે સેતાબ રસ્તો કાપનારા અને બારીક નજરવાળા ઘોડાઓ ઉપર જીન નાખે. સઘળા બહાદુર દેવો અને લડાયક નરોના એક મ્હોટા લશ્કર સાથે તે સેતાબ (પોતાના મેહેલ આગળ) આવી પહોંચ્યો. બાજુને આડે રસ્તેથી આવીને મેહેલને, છાપરાં ઉપરથી અને દરવાજેથી ઘેરી લીધો, અને માથામાં કિનો લાવ્યો. જ્યારે ફરીદુનનું લશ્કર વાકેફ થયું, ત્યારે તે સઘળાઓ તે બાજુના આડા રસ્તા ભણી ગયા. તેઓ પોતાના લડાયક ઘોડાઓ ઉપરથી નીચે ઉતર્યા અને તે મુશ્કેલ જગ્યાએ બાઝી પડયા. દરેક છાપરાં અને દરવાજા ઉપર શેહેરનાં માણસો, જેઓને લડાઇના (અનુભવ)નો જરાક પણ હિસ્સો હતો, તેઓ તૈયાર હતા. સઘળાઓ ફરીદુનની તરફેણમાં હતા, કારણકે ઝોહાકના જુલમથી તેઓ લોહી ભર્યા (એટલે કિના ભર્યા) થયા હતા. (લડાઇમાં) દિવાલમાંથી ઇંતરડીઓ અને અગાસીપરથી પથરો અને તલવાર અને ખદંગ નામનાં ઝાડનાં લાકડાંનાં તીરો, જેમ એક કાળાં વાદળાંમાંથી કરાં પડે તે પ્રમાણે, મોહલ્લામાં એટલાંબધાં તો વરસતાં હતાં, કે કોઇને જમીનપર ભરાવાની જગ્યા ન હતી. શેહેરમાં જે કોઇ જવાન હતા, તેજ પ્રમાણે ઘરડાઓ, જેઓ લડાઇના અનુભવી હતા, તે સર્વે ફરીદુનના લશ્કર ભણી ગયા અને ઝોહાકના જાદુથી છુટા થયા. પેહેલવાનોના અવાજોથી પહાડો પોકાર કરવા લાગ્યા અને ઘોડાઓની નાળથી જમીન બેજાર થઇ ગઇ. માથા ઉપર કાળી ધૂળ ઉડવાથી વાદળાં બંધાયાં અને કઠણ પથ્થરના દિલ, ભાલાઓથી જખમી થયાં. આતશકદેહમાંથી એક અવાજ આવ્યો કે "અગરજો એક પેહેલવાન તખત ઉપર પાદશાહ થશે, તો અમો બુઢા અને જવાન સર્વ તેનો હુકમ માનીશું, અને તેના ફરમાનથી મુદલ ફરીશું નહીં, પણ અમો સાપની ખાંધવાળા નાપાક ઝોહાકને તખત ઉપર માગતા નથી." સઘળા લશ્કરી અને શેહેરી મરદો, એક પહાડની માફક લડાઇમાં સઘળા ગીચ એકઠા થયા. (તેઓની તરફથી) તે રોશન શેહેરમાંથી એક કાળી ગેરદ ઉઠી કે જેથી ખોરશેદ સીહા થઇ ગયો.

વળી અદ્દેખાઇનો માર્યો ઝોહાક પણ ઇલાજ શોધવા નિકળ્યો. તેણે લશ્કરમાંથી મેહેલ ભણી મોંહ ધર્યું. તેણે લોખંડ (ના બખતર) થી પોતાના શરીરને તમામ ઢાંકી નાંખ્યું, કે ભેગાં મળેલાં લોકો-માંથી તેને કોઇ પિછાની શકે નહીં. હાથમાં સાહઠ વાર[1] લાંબી કમંદ પકડી તે એકાએક બુલંદ મેહેલમાં આવ્યો. તેણે નરગેશ જેવી કાળી આંખવાળી શેહેરનાઝને ફાંદા ભર્યાં નખરાં અને નાજ સાથે ફરીદુનની પાસે બેઠેલી જોઇ. દિવસ જેવા બે રોશન ગાલો અને રાત જેવા બે કાળાં બાલનાં ગુછરાંઓ સાથે તેણીએ ઝોહાક ઉપર લેઆનત નાખવા માટે હોઠો ખોલ્યા. ઝોહાકે જાણ્યું કે આ ઇશ્વરી (એટલે ખોદાની મહેરબાનીતું) કામ છે અને તે બદીના હાથમાંથી છુટકારો પામનાર નથી. તેના મગજમાં અદ્દેખાઇનો આતશ ઉભો થયો, અને (અંદર દાખલ થવા માટે) મેહેલ ઉપર તેણે કમંદ ફેંકી. પોતાના તખતની કે કિમતિ જાનની યાદ કર્યા વગર બુલંદ મેહેલની અગાસી ઉપરથી નીચે આવ્યો. તેણે મ્યાન-માંથી ખંજર ખેંચ્યું અને નહીં કોઇ આગળ પોતાનો ભેદ ખોલ્યો કે નહીં પોતાનું નામ કહ્યું. તેના હાથમાં તેજ ખંજર હતું અને તે પેલી પરીચેહેર બાનુઓના લોહીનો તરસ્યો બન્યો હતો. જ્યારે તેણે ઉપરથી નીચે જમીનપર પગ મેલ્યા ત્યારે ફરીદુન પવન મિસાલે દોડી આવ્યો. ગાયની સિકલના ગુરજ ઉપર હાથ નાખ્યો, તે તેના માથા ઊપર માર્યો અને તેની ટોપીનો ચુરેચુરો કરી નાખ્યો. મુબારક સરોશ યજદ સેતાબ ત્યાં આવી પહોંચ્યો અને કહયું કે "તેને ના માર, કારણકે તેનો વખત હજુ આવી પહોં-ચ્યો નથી. તેને એ પ્રમાણે નાચાર થયલો પથ્થરની માફક બંદમાં બાંધેલો, જ્યાં બે પહાડો સાંકડી જગ્યાએ મળી ગયલા તું ને મળે, ત્યાં લઇ જા. પહાડની અંદર તેનું બંદીખાતું ઠીક થઇ પડશે કે ત્યાં તેની આગળ તેના સગાંવહાલાંઓ આવશે નહીં."

ફરીદુને જ્યારે એમ સાંભળ્યું, ત્યારે ઘણોવાર ખોટી થયો નહીં, પણ સિંહના ચામડાંની એક કમંદ બનાવી, અને તેના બે હાથો અને કમ્મર એવી રીતના બંદથી બાંધ્યાં કે એક જોશમાં આવેલો હાથી વટીક તે બંદ છોડી શકે નહીં. પછી તે ઝોહા-કના સોનેરી તખત ઊપર બેઠો, અને તેની માઠી રાહરસમોને

---

(૧) 'વાર' તે હાથના ઘુંટાણુથી તે વચલાં આગળાંની ટોચ સુધીનો માપ છે.

દૂર કીધી. તેણે દરવાજા ઊપર એક (જાહેરનામાને) પોકાર કરવાને ફરમાવ્યું કે "અએ દબદબો અને હોંશ ધરાવનાર નામદારો! હવે જરૂર નથી કે તમો લડાઇના સાજથી હથિયારબંધ રહો, અને એજ રીતે (એટલે લડાઈમાંજ) નામ અને કીર્ત્તિ સોધો. એક લશ્કરી માણુસને જરૂરતું નથી કે તે એક ધધાદારી સાથે એકજ બાબતમાં હુન્નર શોધે. (એટલે હવે શેહેરીઓએ હથિયાર છોડવાં અને સીપાહોએ અને ધંધાદારીઓએ પોત પોતાના કામમાં લાગવું.) એક કામદાર છે અને બીજો ગુરજનો ઉઠાવનાર છે. દરેક માણુસ માટે તેને લાયકતું કામ ખુલ્લું છે, જ્યારે આએ પેલાનું કામ કરવા નિકળે અને પેલો એનું કામ કરવા નિકળે, ત્યારે દુનિયામાં તમામ ગુંચવાડો ઉભો થાય. તે કે જે નાપાક હતો તે તો હવે બંદમાં પડયો છે. જેહાનને તેનાં કામોથી ધાસ્તી હતી. તમો લાંબી જીંદગી જીવો અને ખુશાલ રહો અને ખુશીથી પોતપોતાનાં કામ પાછળ લાગો." લોકોએ પાદશાહ, જે સત્તા ધરાવનાર અને હુંન્નરમંદ મરદ હતો, તેના સખુનો સાંભળ્યા. ત્યાર પછી શેહેરના સઘળા નામદારો, કે જેઓ પાસે જર અને ખજાનાનો ફાળો હતો, તેઓ ખુશી ખુશાલી સાથે અને પોતાની દોલત (એટલે ભેટ સોગાદ) સાથે (ફરીદુન આગળ) ગયા અને તેના ફરમાન ઉપર પોતાના દેલને ધર્યું. ડહાપણુવાળા ફરીદુને તેઓને નવાજ્યા અને ડહાપણથી તેઓને મરતબો આપ્યો. તેઓને શિખામણ આપી અને તેઓ ઉપર આફરીન કીધી અને દુનિયાને પેદા કરનાર સાહેબને યાદ કીધો અને કહયું કે "આએ મારૂં તખત છે અને ફાળ પ્રમાણે તમારો સેતારો અને મુલક રોશન છે, કારણકે પાક ખોદાતાલાએ લોકોની વચ્ચેથી મને અલબુરજ પહાડ ઉપરથી (અહીં આવવાને) ઉશકેર્યો છે, કે તેથી આ જેહાનમાં તમોને ઝોહાકની બદીથી મારા દમામ મારફતે છુટકારો મળે. જ્યારે નેકી બખશનાર (ખોદા) કોઇને બખશેશ કરે, ત્યારે તેણે નેકીનોજ રસ્તો કાપવો જોઈએ. હું તમામ જેહાનનો માલિક છું. માટે મારે એક જગ્યા પર બેસી રેહેવું નહીં જોઇએ. નહીં તો કે હું અહીંજ રેહતે અને તમારી સાથે ઘણુાક દહાડા પસાર કરતે." સરદારોએ તેની આગળ જમીનને બોસો દીધો અને દરગાહમાંથી

ઢોલના અવાજ નિકળવા લાગ્યા. તમામ શેહેરનાં લોકોની નજર પાદશાહની દરગાહ ઉપર હતી અને તેઓ પેલા ટુકા દિવસવાળા માટે (એટલે ઝોહાક જેની જાહોજલાલ જીંદગીનો હવે છેડો નજદીક હતો તેને માટે), પોકાર કરતા કે "ઝોહાકને તેને છાજતા કમંદના બંદ સાથે બહાર લાવો." એક પછી એક શેહેરમાંથી લશ્કર બહાર નિકળ્યું અને તે શેહેર, કે જેણે (ઝોહાકના જુલમને લીધે) કાંઇ ફાયદો જોયલો નહીં, તેમાંથી ઝોહાકને કંગાળ રીતે બાંધીને અને નામોશી સાથે એક ઊંટની પીઠ ઉપર નાખીને લેઇ ગયું. ફરીદુન તેને એ પ્રમાણે શીરખાન નામની જગ્યા સુધી લઇ ગયો. (ઓ વાંચનાર!) જ્યારે તું આએ વાત સાંભળે, ત્યારે આ દુનિયાને ઘણી પુરાણી ગણજે. પહાડ અને જંગલો ઉપર ઘણાક જમાના ગુજર પામ્યા છે અને ઘણાક ગુજરશે. એ પ્રમાણે ઝોહાકને મજબુત બાંધીને, બીદાર બખતનો ફરીદુન, શીરખાન ભણી લઇ ગયો. તે તેને પહાડ અંદર ઢકેલી લઇ ગયો અને ઇચ્છયું કે તેને ઊંધે મસતકે લટકાવી દીએ. પણ તેવામાં મુબારક સરોશ આવી પહોંચ્યો અને ખુબી સાથે તેના કાનમાં એક છુપી વાત કહી કે "આ બંદીવાનને એ પ્રમાણે આરબોનાં ટોળાં વિના (એટલે એના આરબ સાથીઓને સાથે લીધા વગર) દેમાવંદ પહાડ તલક લેઇ જા. તારી સાથે તેઓ, કે જેઓ વગર તુંને ચાલે નહીં અને જેઓ મુશ્કેલીની વખતે તુને પોતાની છાતીએ દાબે, તે સિવાય બીજાઓને લઇ જતો ના." ફરીદુન ઝોહાકને એક સેતાબ ઘોડાની માફક જલદીથી દેમાવંદ પહાડ તરફ લઇ આવ્યો અને ત્યાં તેને બંદ કીધો. વળી જ્યારે તેના બંદ ઉપર એક નવો બંદ વધાર્યો, ત્યારે તેના બખતની બદીમાંથી કાંઇ ચીજ બાકી રહી નહીં (એટલે તેની બદબખતી પુરેપુરી થઇ). તેનાથી ઝોહાકનું નામ ખાકમિસાલે થયું અને જેહાન તેની બદીથી તદ્દન નિરાળી થઇ. પોતાના ખેશીઓ અને સગાંઓથી તે છુટો પડયો અને તે પહાડમાં બંદ પડયો. તેને માટે પહાડમાં ઘણી સાંકડી જગ્યા સોધી કાઢી અને એક ઉંડો ગાર, જેનું તળીયું નહીં દિસે, તે જોઇ કાઢયો. ભારી ખીલાઓ એક જગ્યાએ એવી રીતે ઠોકયા કે તેના મગજ[1] ને લાગે નહીં.

[1] મગજશ ને બદલે કોઇ નકલ લગજશ આપે છે એટલે ભારી ખીલાઓ એવી જગ્યાએ ઠોકયા કે જ્યાંથી તેઓ સરીને નિકળી જાય નહીં.

તેના હાથ તે પહાડ ઉપર ફરીથી બાંધ્યા કે તેથી તે ઘણી સખ્તીમાં રહે. એ પ્રમાણે તે લટકેલો રહયો અને તેનામાંથી દિલનું લોહી ટપકતું રહ્યું. ચાલો, આપણે દુનિયામાં આપણો વખત બૂરાઇમાં નહીં કાઢીએ અને કોશેશથી નેકીનો હાથ લંબાવીએ. જ્યારે નેક અને બદ કાંઇ પાયદાર રેહવાનું નથી, ત્યારે તો એજ ભલું કે નેકી યાદગાર રહે. ખજાનો, દીનાર અને બુલંદ મેહેલ, તુંને ફાયદો આપનાર તરીકે રેહનાર નથી. પણ તારા સખુનો તારાથી યાદગાર રહી જશે. તેથી સખુનને તુ એટલા હલકા ના ગણ. બખતાવર ફરીદુન કાંઇ ફરેસ્તો નહીં હતો. તે કાંઇ કસ્તુરી કે અમબરનો બનાવેલો નહીં હતો. તે ઇનસાફ અને સખાવતથી નેકી પામ્યો. તું પણ ઇનસાફ અને સખાવત કર કે તું પણ ફરીદુન (જેવો નામાંકિત) થશે. ફરીદુને ઇજદને લાયકના જે કામો કર્યાં, તેથી પેહેલવેહેલાં જેહાનને બદીથી ધોઇ નાખી. તેનું વધારે (ભલું) કામ તે ઝોહાક, કે જે બીદાદગર અને નાપાક હતો તેને બંદમાં નાખવાનું હતું. અને બીજું એ કે તેણે બાપનો કિનો ચાહયો અને દુનિયાને ખાસ કરીને[1] પોતા માટે રાસ્ત બનાવી. ત્રીજું એકે દુનિયાને કમ સમજોથી સ્વચ્છ કરી અને બૂરાઓના હાથથી છોડવી. ઓ દુનિયા! તું કેવી ઘાતકી અને બૂરી ખસલતની છે! કે તું ઉધારે છે અને તુંજ મારે છે. તું જો, કે બહાદુર ફરીદુન, કે જેણે બુઢા ઝોહાક પાસે પાદશાહી છીનવી લીધી તે કયાં છે? તે દુનિયામાં પાંચસો વર્ષ સુધી પાદશાહ રહયો, પણ આખરે તે ગયો અને તેનાથી જગ્યા ખાલી રહી. તે જતો રહયો અને દુનિયા બીજાને સોંપી ગયો, અને દુનિયામાંથી ગમખારી સિવાય બીજું કાંઈ નહી લઇ ગયો. આપણુ સઘળાઓ, શું ન્હાના કે મ્હોટા, એજ પ્રમાણે (મરવાના) છીએ. તારે ગમે તો ભરવાડ (જેવો મ્હોટો) થા, અથવા તારે ગમે તો ગોવાળા (માંના એક જેવો ન્હાનો) થા.

(૧) વીજેને પહેલવી આવીઝેના ટુકાં રૂપ તરીકે લેઈએ તો "દુનિયા તમામ પાક બનાવી."

# ફરીદુન.

## ફરીદુનની પાદશાહી ૫૦૦ વર્ષ હતી.

## ફરીદુનનું તખત ઊપર બેસવું.

ફરીદુન જ્યારે દુનિયાનો આપ અખત્યાર પાદશાહ થયો અને જ્યારે તેણે પોતા સિવાય બીજો કોઇ પાદશાહ જોયો નહીં, ત્યારે તેણે પાદશાહોની રસમ પ્રમાણે, પાદશાહી મેહેલ સાથે તાજ અને બુલંદ તખતને સિંગાર્યાં. મેહેર મહિનાની શરૂઆતના મુબારક દિને તેણે પાદશાહી કોલાહ સર ઉપર મેલી. જમાનો બદીની ચિંતા વિનાનો થયો અને સર્વએ ખોદાઇ રાહ અખત્યાર કર્યો. તેઓએ કજીઆ કંકાસથી દિલને ખાલી કર્યું અને રિવાજ પ્રમાણે એક નવું જશન કર્યું. દાનાવો ખુશાલ મનથી બેઠા અને સર્વએ યાકુતી જામ હાથમાં ધરી. ચળકતો શરાબ અને નવા પાદશાહનો ચેહેરો ( એ બેઉથી ) નવા મહિનાની શરૂઆતમાં જેહાન રોશન થઇ. પાદશાહે ફરમાવ્યું તેથી આતશ રોશન કીધો અને તે ઉપર અમ્બર અને જાફ્રાન બાળવા લાગ્યા. મેહેરંગાન (ના જશન) ની પરસ્તેશ એનો ( એ ટલે ફરીદુનથી શરૂ થએલો ) રિવાજ હતો. ( તે દિને ) તનને આશાયશ આપવી અને ખાણું પીણું કરવું, એ એનો રિવાજ હતો. હજુ તેનાથી મેહેર માહેનો યાદગાર રહી ગયો છે. કોશેશ કરો અને ચિંતામાં ચેહેરો ના દેખાડો ( એટલે એ દિન ખુશી ખુશાલીમાં પસાર કરો ). તેના હસ્તકમાં દુનિયા ૫૦૦ વરસ સુધી રહી, અને તે અરસામાં એક દિન પણ તેણે બૂરાઇનો પાયો નાંખ્યો નહીં. ઓ બેટા ! જ્યારે આ દુનિયા તેના ઉપર વધુ લાંબો વખત નહીં રહી, ત્યારે તું પણ લોભ ના કર અને ગમ ના ખા. તુ જાણ કે એ પ્રમાણે જેહાન કોઇના ઉપર લાંબા વખત સુધી કાયમ રેહેતી નથી અને તેમા માણસ ઘણી ખુશી મેલવતાં નથી. આ ભેદથી ફરાનક આગાહ થઇ હતી નહીં, કે તેનો બેટો દુનિયાનો પાદશાહ થયો હતો, અને પાદશાહી તખત ઝોહાકથી ખાલી થયું હતું, અને તેના સારા વખતનો અંત આવ્યો હતો. પછી બખ્તાવર દીકરા તરફથી માતાપર ખબર આવી કે બેટો પાદશાહ થયો છે. ખોદાતાલાની નેમાજ માટે તેણી ગઇ અને પોતાનું સર અને શરીર ધોયાં અને સર્વથી પેહેલાં ખોદાતાલા સનમુખ ઉભી. તેણીએ પોતાનું માથું જમીન ઉપર નીચે મેલ્યું અને

ઝોહાકને કદૂઆ દીધી. જમાનાના આ ખુશી ભર્યા ચક્કર માટે તેણે ખોદાતાલાપર આફ્રીન કીધી. ત્યારપછી તેઓ, કે જેઓ ઉપર તંગી આવી પડી હતી, અને જેઓ પોતાનો બૂરો દહાડો (આબરૂને ખાતર) છુપાવતા હતા, તેઓને છુપી રીતે મદદ કીધી અને કોઇને તે વાત કહી નહી, અને તેઓનો ભરમ છુપો રાખ્યો. એ પ્રમાણે એક અઠવાડિયાસુધી ચીજો બખશેશ કીધી, અને તે એટલે સુધી કે એક પણ દરવીશને ( બાકી રહેલો ) તેણીએ જાણ્યો નહીં બીજા અઠવાડિયામાં મોટા આદમીઓ, કે જેઓ ગરદન ઉઠાવનાર ( કીરતીવંત ) હતા, તેઓને માટે મેજબાનીની મિજલસની તૈયારી કીધી. પોતાના ઘરને બાગની માફક શણગાર્યું અને મોટા આદમીઓને મેહેમાન તરીકે બોલાવ્યા. ત્યાર પછી સઘળો કિમતી ખજાનો, જે છુપી રીતે એકઠી કરેલી દોલત હતી, તે સઘળા ખજાનાને જાહેર કરવાને શરૂ કર્યું અને એકઠા કરી મુકેલા સઘળા ખજાનાને વેહેંચી આપવાને વિચાર કરવા માંડયો. પોતાના ખજાનાનો દરવાજો ઉઘાડવાનો હવે વખત જોયો, કારણ કે જ્યારે પોતાના દીકરાને પાદશાહ થયલો જોયો, ત્યારે પૈસાને બિસાદ વગરનો ગણ્યો. શું પોષાક કે પાદશાહ લાયક ગોહરો, શું સોનેરી લગામ સાથેના આરબી ઘોડા, શું બખતર કે ટોપી, કે ભાલા કે તલવાર, શું કોલાહ કે કમરબંધ, એ સઘળાની તેણીને અછત મુદલ હતી નહીં. એ સઘળા સામાનને ઉંટ ઉપર લાધ્યો અને પોતાના પાક દિલને ખોદાતાલા તરફ ફેરવ્યું. એ સઘળી ચીજ પોતાના બેટા ઉપર મોકલી અને વળી સાથે પોતાની જબાનને દુવાથી ભરપૂર કીધી. જ્યારે પાદશાહે આ સઘળો માલ દીઠો ત્યારે તે કબુલ રાખ્યો અને માએ ઊપર આફરીન કીધી. જ્યારે લશ્કરનાં બુજર્ગોએ આ વાત જાણી ત્યારે પાદશાહ પાસે સેતાબીથી ગયા ( અને કહયું ) કે "અએ ખોદાને પિછાણનાર ફતેહમંદ શાહ ! ખોદાતાલાની સેતાયશ હોજો કારણ તેનાથી તારી ઉપર ઉપકાર થયલો છે. તારા દહાડા આજના દહાડા જેવા થજો. તારૂં નશીબ બુલંદ થજો. તારૂં બુરૂં ઇચ્છનારાઓનું નશીબ ઊંધુ પડજો. આસમાનથી તુંને ફતેહમંદી હોજો. સખાવત અને નેકી સિવાય તારા વિચારો ના હોતા." ત્યાર પછી દુનિયાના અનુભવી આદમીઓએ દરેક ખુણેથી પાદશાહ તરફ પોતાનો રસ્તો પકડયો. તે સઘળાઓએ જર અને ગોહરોને ભેલી નાંખ્યાં અને પાદશાહના તખત ઉપર તેનો નેસાર કીધો. સઘળા

મુલકના મોટા આદમીઓએ તેના દરવાજા ઉપર મુબારકબાદી માટે સફ સમારી. તે સઘળાઓએ ખોદા તાલા પાસે તેના તાજ અને તખત, કોલાહ અને મોહોર ઉપર દુવા માગી. સઘળાઓએ આસમાન તરફ હાથ ઉંચા કરી તેના ભલાં માટે દુઆના વિચારો જણાવ્યા કે "આવો પાદશાહ હમેશાં કાયમ રહેજો અને તેનો અ.વો જમાનો આબાદ રેહેજો." ત્યાર પછી ફરીદુન દુનિયાની આસપાસ ફર્યો અને જાહેર અને છુપી ચીજો જોઈ. દરેક ચીજ કે જે તેણે ગેરઇનસાફના માર્ગ ઉપર જોઇ અને દરેક મુલક કે જે તેણે આબાદ નહીં જોયો, ત્યાં જેમ પાદશાહોને ઘટે તેમ બદીના હાથ નેકીથી બાંધ્યા. દુનિયાને બેહેસ્તની માફક સણગારી અને ઘાસની જગ્યાએ સર્વનાં અને ગુલાબનાં ઝાડો રોપ્યાં. આમૂલથી તમશીએ (ના મુલક) ભણી આવ્યો અને તે નામિચા જંગલમાં પોતાની બેઠક કીધી, કે જે જગ્યા ને દુનિયામાં કુસ કરીને પણ કહે છે. એ નામ સિવાય બીજા કોઇ નામથી તું તેને પિછાણશે નહીં.

## ફરીદુનનું જંદેલને યમન તરફ મોકલવું.

જ્યારે તેની ઉમર પચાશ વર્ષની થઇ ત્યારે તેને ત્યાં ત્રણ નામિચાં ફરજંદો પેદા થયાં હતાં. પાદશાહના નસીબથી તે ત્રણે બેટાઓ હતા. તે ત્રણે ઉંચી ઓલાદના અને સોનેરી તાજને લાયકના હતા. કદમાં તેઓ સર્વના ઝાડની મિસાલે અને ચેહેરામાં બહારની મોસમ મિસાલે હતા અને સર્વ પ્રકારે પાદશાહના જેવાજ હતા. એ ત્રણમાંથી બે પાકીઝે ફરજંદો શેહેરનાઝને પેટે અને એક નાનું ફરજંદ ખુબસુરત અરનવાઝને પેટે જનમ્યાં હતાં. બાપે લાડથી હજુ તેમનાં નામ પાડયાં હતાં નહીં.[1] (તેઓ એવા તો બહાદુર હતા કે) હાથી સનમુખ તેઓ પગલાં ભરતા હતા. ત્યાર પછી પાદશાહે તેઓ ઉપર નજર કીધી કે તેઓ તખત અને કોલાહને લાયકના થયા છે. ફરીદુને પોતાના નામદારોમાંથી એક વધારે બુલંદ મરતબાવાળાને પોતાની આગળ બોલાવ્યો, કે જેનું નામ રાહ બતલાવનાર (એટલે અક્કલવાળો) જંદેલ હતું. તે સર્વ કામમાં પાદશાહ તરફ દિલસોજી દેખાડતો હતો. તેણે તેને કહયું કે તું દુનિયાની આસપાસ સઘળે ફર અને બુલંદ તોખમની ત્રણ છોકરીઓ

---

૧ નામ પાડવાનો અર્થ અદરાવવું પણ થાય છે, એટલે હજુ કેથે અદરાવ્યા હતા નહીં.

શોધી કાઢ, કે જેઓ ખુબીમાં મારાં ત્રણ ફરજંદોને લાયકની હોય અને મારી સગાઇને લાયકની હોય, અને જેઓના બાપે લાડથી હજુ તેઓનાં નામ પાડયાં હોય નહીં, કે જેથી કોઈ તેઓને નામથી બોલાવે નહીં, જેઓ એકજ માય અને બાપની ત્રણ બેહેનો હોય, અને પરીને ચેહેરેની પાક અને પાદશાહી ઓલાદની હોય, જેઓ કદ અને દેખાવમાં એથી તો એક સરખી હોય કે એકને બીજીથી જરા પણ કોઇ પિછાને નહીં. જ્યારે જંદેલે પાદશાહથી આવા સખુન સાંભળ્યા ત્યારે એક પાકીજે વિચાર કર્યો, કારણ કે તે ચબરાક દિલનો, પાકીજે મગજનો, મીઠી જબાનનો અને ભલા કામને લાયકનો હતો. તે થોડા નેકખાહ શખસો સાથે પાદશાહની હજુરમાંથી બહાર રસ્તે પડયો. ઇરાનમાંથી એકદમ તે બહાર નીકળી ચાલ્યો અને ખોળ કરવા લાગ્યો અને તરેહવાર પુછપરછ કરવા લાગ્યો.

દુનિયાના દરેક મુલકમાં જ્યાં કોઈ સરદારને પડદા પાછળ એક છોકરી હોતી, ત્યાં ગુપચુપ રીતે તેઓની છુંપીવાતોની ખબર કાઢતો અને તેઓના નામ અને તેઓ માટે બોલાતી વાતો સાંભળતો. ઇરાનના મુલકમાં તેણે કોઈ મોટા મરતબાવાળો એવો જોયો નહીં કે જે ફરીદુન સાથની સગાઇને લાયકનો હોય. તેથી તે અક્કલમંદ અને રોશન દેલ અને પાક તનવાળો શખસ યમનના પાદશાહ સર્વ પાસે આવ્યો. જંદેલે નિશાણી મેળવી કે તે (યમનના પાદશાહ) ને ત્યાં બરાબર, ફરીદુન માંગતો હતો તેવી ત્રણ છોકરીઓ હતી. જે પ્રમાણે કે તદર્વ[1] નામનુ પક્ષી ખુશી સાથે ગુલાબ આગળ આવે, તે પ્રમાણે તે ખુસાલ થતો સર્વ પાદશાહ આગળ આવ્યો. તેણે જમીનને બોસો લીધો, દરગુજર ચાહી, અને તે નામદારપર આફરીન કીધી કે "સરફરાજ પાદશાહ! લાંબો વખત સુધી જીવતો રહે અને હમેશાં તાજ અને તખતને રોશની આપતો રહે." યમનના પાદશાહે જંદેલને એ પ્રમાણે કહયું કે "તારૂં મોંહ દુઆ વગરનું ન હોતું. તું શું પેગામ લાવ્યો છે? શું હુકમ આપે છે? તું કોઇનો કાસદ છે કે કોઈ મોટા બુલંદ મરતબાનો શખસ છે?" જંદેલે જવાબ દીધો કે "તું ખુશાલ રહેજે. તારાથી બદીનો હાથ હમેશાં દૂર રહેજે. હું ઇરાનના મુલકનો સમનના[2] ફુલ જેવો એક કમતરીન શખસ છું અને યમનના

---

૧ એક જાતનો તુર્કી મરઘો. ૨ એક જાતનું ચંપેલીનાં જેવું સફેદ ખુશબોદાર ફુલ.

શાહ ઉપર પેગામ લાવ્યો છું. બખ્તાવર ફરીદુન તરફથી તુંને સલામ પહોંચાડું છું અને જે કાંઈ તું મને પુછશે તેનો જવાબ દેઇશ. બહાદુર ફરીદુન તરફથી તારી ઉપર દુઆ છે. જે કોઈ શખસ તેને (ફરીદુનને) હલકો ગણતો નથી, તે શખસ બુજોર્ગ હોય છે. મને તેણે ફરમાવ્યું છે કે યમનના 'પાદશાહને કહેજે કે ' જ્યાં સુધી કસ્તુરી ખુશબો આપે, ત્યાં સુધી તું તારા તખતપર ખુશબો આપતો રેહેજે. તારૂં તન હમેશાં રંજથી નિરાળુ રેહેજો. તારૂં દુઃખ વીખરાઈ જજે અને તારો ખજાનો ભરપુર રહેજે. આરોઓના ઓ સરદાર! સેતારાની ચાલથી તું હમેશા વગર નુકશાન પામેલો રેહજે. તું જાણ કે જાન અને ફરજંદ કરતાં વધારે પ્યારી કોઈ પણ ચીજ દીસતી નથી. ફરજંદ કરતાં વધારે પસંદ કોઇ પણ ચીજ નથી. ફરજંદની સગાઇ જેવી બીજી કોઇ પણ સગાઈ નથી. અગરજો દુનિઆમાં ત્રણ આંખ સાથનું કોઈ હોય તો અમારા ત્રણ ફરજંદો અમારી પુરતી ત્રણ આંખ છે. તેઓને આંખ કરતાં પણ વધારે કિમતિ ગણ, કારણ આપણી આંખ તેઓને (ફરજંદોને) જોઇને (ખોદાનો) આભાર માને છે. પેલો પાકીજે મગજનો ડાહયો આદમી, કે જેણે ભલી સગાઇનું વર્ણન કર્યું છે તેણે શું કહ્યું છે? કે હું કોઇ, જેને મારા પોતા કરતાં વધારે ચાહતો હોઊં, તે સિવાય બીજા કોઇની સગાઈ શોધતો નથી. એક ભલું ઇચ્છનાર અક્કલે પહોંચેલો માણસ દોસ્તીને માટે પોતાની બરોબરીઆને સોધે છે. જ્યારે જમાનો માણસ જાતથીજ આબાદ ગણાય છે, અને એક પાદશાહ લશ્કર વગર સારો ગણાતો નથી, (ત્યારે એ સઘળું તો મારી 'પાસે છે કારણ કે) મારી પાદશાહી આબાદ છે. મારી પાસે ખજાનો અને માણસો અને હાથની સત્તા છે. મારા તાજ અને તખતને લાયકના અને અક્કલમંદ અને ડહાપણ અને સત્તા ધરાવનાર ત્રણ ફરજંદો છે. તેઓ કોઈ પણ પ્રકારની ખાહેશ યા દોલતના ગરજાઊ નથી. તેઓની સઘળી મોરાદ ઉપર તેઓનો હાથ પહોંચેલો છે. પણ એ ઊંચા મરતાબાના ત્રણ ફરજંદોને પોતાના ખાનગી ઘર સંસાર માટે પોતાના સાથી તરીકે ત્રણ શાહજાદીઓ જોઇએ છે. જાણકાર લોકોથી મને ખબર મળી છે, અને તે ખબર ઉપરથી મેં સેતાબી કીધી છે કે અએ નામજુઈ પાદશાહ! તારા પડદા પાછળ તું ત્રણ પડદેનશીન પાકીજે (બેટીઓ) ધરાવે છે. તે ત્રણેઓનું હજુર તેં નામ પાડયું

નથી. જ્યારે મેં એ વાત સાંભળી ત્યારે મારૂં દીલ ખુશી થયું, કારણ કે મેં પણ મારા બખતાવર ઓલાદના ત્રણ બેટાઓનું, જેમ ઘટે છે તેમ, નામ પાડયું નથી. હવે ઓ બુજોર્ગ પાદશાહ! આએ બેઉ પ્રકારના ગોહરોને એક બીજા સાથે મેળવવાં જોઇએ. એ ત્રણ બુરખાદાર બેટીઓ સાથે આએ ત્રણ તાજ સોધનાર (બેટાઓ)ને (પરણાવવા) એ લાયકને લાયક સાથે જોડવાનું વગર તકરારી કામ છે.' ફરીદુને એ પ્રમાણે મને પેગામ આપ્યો છે. હવે તુંને જે યાદ આવે તે જવાબ દે."

જ્યારે યમનના પાદશાહે તેનો પેગામ સાંભળ્યો ત્યારે જેમ પાણીમાંથી તોડેલું સમન ફુલ કરમાય તેમ ફીકો પડયો. તેણે મનમાં વિચાર કીધો કે "અગરજો મારા બિછાનાની પાસે મારી આંખો આ ચંદ્ર જેવી બેટીઓને નહીં જોશે તો મારો રોશન દહાડો અંધારી રાત જેવો થઇ જશે. માટે મારે જવાબ માટે હોઠ ઉઘાડવાજ નહીં જોઇએ. હું મારો ભેદ તેઓની આગળ ખોલીશ. તેઓ દરેક કામમાં મારા સાથી થશે. જવાબ આપવામાં હાલ ઉતાવળ કરવી નહીં જોઇએ. મારો રસ્તો દેખાડનાર સલાહકારો સાથે મારે છુપી મસલત લેવી જોઇએ." તેને એલચી(ને રાખવા) માટે એક જગ્યા પસંદ કીધી અને પછી પોતાના કામમાં નજર દોડાવી. તે આવ્યો અને દરબારમાં લોકોની મુલાકાત લેવાનું બંધ કર્યું અને દલગીરીમાં વિચાર કરતો બેઠો. તેણે જંગલમાંથી કેટલાક નેજાના ઉઠાવનારાઓ, જેઓ અનુભવિ સરદારો હતા, તેઓને પોતા પાસે બોલાવ્યા. છુપાયલી છુપી વાત આશકારા કીધી અને તેઓને સઘળા ભેદ ભરમો કહ્યા કે "દુનિયામાં મારા સગાવહાલામાંથી મારા દીદાર આગળ ત્રણ રોશન ચેરાગો છે. ફરીદુને મારી આગળ પેગામ મોકલ્યો છે અને મારી આગળ એક ઠીક જાળ પાથરી છે. તે તે (બેટી)ઓને મારાથી જુદી કરવા માગે છે. તે બાબે તમારી સાથે હું મસલત કરવા માગુંછું. એલચી કહે છે કે પાદશાહ ફરીદુને એમ કહ્યું છે કે 'તખતને લાયકના અમારા ત્રણ શાહજાદા છે. તેઓ તારા બુરખેદાર ત્રણ ફરજંદોની મારફતે તારી મેહેરબાની અને સગપણના ખાહેશમંદ છે.' અગરજો હું હા કહું છું અને મારૂં દિલ તે (કબુલાત પાળવા)થી ખાલી રહે તો તે પાદશાહને છાજે નહીં એવું જુઠું થાય. અગરજો તેની ઇચ્છા બ-જાવું તો મારૂં દિલ (ફરજંદની જૂદાઈથી) આતશ ભર્યું અને મારો

ચેહેરો આંસુ ભર્યો થાય. અગરજો તેના સખુનથી હું માથું ફેરવું છું તો મારૂં દિલ, તે મને હેરાન કરસે તે વિચારથી, ચિંતાભર્યું થાય છે. જે કોઈ આખી દુનિયાનો પાદશાહ થયો હોય તેની સાથે કીનો રાખવાનો વિચાર કરવો એ કાંઈ રમતની વાત નથી. ડહાપણ સોધનારાઆદમીઓએ તે વાત સાંભળેલી છે કે ઝોહાકને તેનાથી ( ફરીદુનથી ) શું સજા મળી. હવે આ બાબતમાં તમોને જે કાંઈ ( શિખામણ ) યાદ આવે તે તમામ તમોએ મને ખુલીને કહેવી જોઇએ." તેના દુનિયાઇ અનુભવવાળા દેલાવર સરદારોએ એક પછી એકે જવાબ માંટે જબાન ખુલી. "અમો સઘળાઓ આ દુરસ્ત જોતા નથી કે દરેક પવનથી તું તારી જગ્યાથી ખસી જાએ ( એટલે દરેક ધમકીથી તું બીહે ). અગરજો ફરીદુન આવો મોટો પાદશાહ થયો છે તો અમો કાંઈ કાનમાં લોલક સાથેના ગુલામો નથી. સખુન કહેવા અને બખશેશ કરવી એ અમારો રિવાજ છે. લગામ અને ભાલો ઉઠાવવો એ અમારો ધર્મ છે. અમારા ખંજરથી ( દુશ્મનનું લોહી રેડી ) જમીનને શરાબ જેવી લાલ જગ્યા બનાવીશું. અમારા નેજાઓથી હવાને બાંબુની જગ્યા જેવી બનાવીશું ( એટલે એટલા બધા નેજા ઉઠાવીશું કે દુરથી જાણે બાંબુના ઝાડનું ખેતર હોય તેમ લાગે ). અગરજો તારા ત્રણ ફરજંદો તુંને વહાલાં હોય તો ખજાનાનો દરવાજો ઉઘાડ અને ચુપ રહે ( એટલે જો કે અમો શું કરીએ છીએ ). અગરજો તું એક તદબીર કરવા ચાહતો હોય અને આ પાદશાહથી બીહતો હોય તો તું તેની પાસેથી એવી કિમતિ નાદેર ઇચ્છાઓની માગણી કર કે જે તેનાથી બર આવી શકે નહીં." જ્યારે ડાહયા આદમીઓથી એ પ્રમાણે સખુન સાંભળ્યા ત્યારે તેને નહીં ધડ કે પુછડું માલૂમ પડયું.

## યમનના પાદશાહે જંદેલને જવાબ આપવો.

તેણે પાદશાહના એલચીને પોતા પાસે બોલાવ્યો અને ખુબી સાથે ઘણાક સખુનો કહ્યા કે "હું તારા પાદશાહથી ઉતરતો છું. તે જે ફરમાવે તે બજાવું. તું તેને કહે કે 'જો કે તું ચઢતા મરતાબાનો છે, તોપણ તારાં ત્રણ ફરજંદો તારે મનથી વધારે કિમતિ છે. એક બેટો પોતે બાપને ઘણો કિમતિ હોય છે અને તે ખાસ કરીને ત્યારે, કે જ્યારે તે તખતને લાયકનો હોય. તેં જે સખુનો કહ્યા છે તે હું કબૂલ કરૂં છું. મારા ફરજંદો ( તરફના મારા પ્યાર )

થી (તારા ફરજંદો માટેના તારા પ્યારનું) હું માપ કરી શકુંછું. અગર પાદશાહ મારી ચશમોની અથવા મારા પહેલવાનોના જંગલની અથવા યમનના તખતની ખાહેસ કરે તો તે સઘળાં, જ્યારે જોઇએ ત્યારે મારાં ફરજંદોને મારી આગળ નહી જોઉ તેની આગળ, બિસાદ વગરનાં છે. પણ જ્યારે પાદશાહની એવી મરજી છે તો તેનાં હુકમ સિવાય બીજી રીતે પગલું ભરવું નહીં જોઇએ. પાદશાહનાં ફરમાન પ્રમાણે મારાં ત્રણે ફરજંદો, તે વખતે મારા સંબંધથી બહાર આવશે, કે જ્યારે હું તારા ત્રણ શાહજાદાઓ, જેઓ તારા તાજ અને તખતને રોશન કરનારા છે, તેઓને જોઇશ. જ્યારે તેઓ ખુશાલ મારી નજદીક આવશે ત્યારે મારો સીહા જાન રોશન થશે. તેઓના દીદારથી મારૂં દિલ ખુશી થશે અને હું તેઓના ચબરાક રવાનને જોઇશ. ત્યાર પછી હું અમારા રિવાજ પ્રમાણે તેએને મારી ત્રણ રોશન આંખો સોંપીશ. જ્યારે હું જોઇશ કે તેઓનાં દિલ ઇનસાફથી ભરપુર છે ત્યારે સગાઇ માટે ખચિત હું તેઓનો હાથ હાથમાં લઇશ. તેઓને (પાછા) જોવાની જ્યારે પાદશાહની મરજી થશે ત્યારે તુરત તેઓને પાદશાહ આગળ પાછા મોકલીશ."

મધુર વચનવાળા જંદેલે જ્યારે આ જવાબ સાંભળ્યો, ત્યારે જેમ ઘટતું હતું તેમ તેના તખતને બોસો દીધો. તેના મેહેલમાંથી દુવાના સખુન બોલતો પાદશાહ ફરીદુન તરફ ગયો. જ્યારે તે ફરીદુન નજદીક આવી પહોંચ્યો, ત્યારે તેણે પોતે જે કહ્યું હતું તે અને જે જવાબ સાંભળ્યો હતો તે સર્વ કહ્યું. પાદશાહે પોતાનાં ત્રણે ફરજંદોને બોલાવ્યાં અને સઘળી છુપી વાતો ખોલીને કહી. જંદેલના જવા વિષે અને પોતાના વિચાર વિષે સઘળા સખુનો તેઓ આગળ સાફ ખુલ્લા કર્યા. તેણે કહ્યું કે "આ યમનનો પાદશાહ અનજુમનનો સરદાર છે અને છાયો આપનાર સર્વના ઝાડ મિસાલે છે. તેની ત્રણ છોકરીઓ જાણે વિંધ્યા વગરના મોતી છે. તેને છોકરો નથી. માટે છોકરીઓ તેના તાજ મિસાલે છે. સરોશને એઓના જેવી બાયડી મળે તો તે પણ તે ત્રણે આગળ જમીનને બોસો લીએ. તમારે માટે મેં તેણીઓની તેણીઓના બાપ પાસે માગણી કરી હતી અને તે માટે ઘટતા સખુનો કહ્યા હતા. હવે તમોએ પોતે તેની આગળ જવું જોઇએ અને સઘળી નાની મોટી વાતો ઉપર વિચાર આપવા

જોઇએ. મીઠા સખુન બોલનાર થજો અને ઘણી હોંશ રાખજો અને તેના બોલવા ઉપર બેઉ કાન ધરજો. તેના બોલવાનો જવાબ નરમાશથી દેજો. જ્યારે કોઇ વાત પુછે ત્યારે ખુબ સારો વિચાર કરજો, કારણ કે જે કોઇ પાદશાહથી ઉધરેલો હોય, તેણે પરહેજગાર સિવાય બીજું કાંઇ થવું ન જોઇએ. તેણે સખુન બોલનાર, રોસન દિલનો અને પાક દીનનો થવું જોઇએ. જે કામ તેની હજુર આવે તેમાં દૂર અંદેશ થવું જોઇએ. તેણે પોતાની જબાનને સચ્ચાઇથી શણગારવી જોઇએ. તેણે અક્કલને શોધવી જોઈએ, દોલતને નહીં. જે કાંઈ હું કહું છું તે તમો સાંભળો અને અગરજો તે ઉપર અમલ કરશો તો સુખી થશો. યમનનો પાદશાહ એ બાબદની ઊંડાણમાં નજર કરનાર છે. તેના જેવો (સરદાર) દરેક અનજુમનમાં હોતો નથી. તે સખુન બોલનાર, રોશન દીલનો અને પાક તનનો છે અને કોઈ પણ અનજુમનમાં વખાણ પામે એવો લાયક છે. તેની પાસે જેમ ખજાનો બીસીયાર તેમ લશ્કર મોટું છે તે જેમ અક્કલ અને ડહાપણ તેમ તાજ ધરાવે છે. એવું નહીં થવું જોઇએ કે તે કોઇ બાબતમાં તમોને નાચાર થયલા જોએ, કારણ કે તે કાબેલ આદમી કામમાં તાલમેલ વાપડે છે.

"પહેલે દહાડે તે એક મેજબાનીની મિજલસ બોલાવશે અને તમોને તેમાં ઇજત આપશે અને બહારની મોસમના બાગની મિસાલની ત્રણ ખોર્શેદના ચેહેરાનીં (બેટીઓ)ને ખુશબો, રંગ અને શણગારથી ભરપૂર ત્યાં હાજર કરશે. શાહનશાહી તખત ઉપર તે ખોર્શેદના ચેહરાની ખુબસુરત છોકરીઓને સીધાં સરવની માફક બેસાડશે. કદ અને દેખાવમાં તે ત્રણે એવી એક સરખી છે, કે મોટી કેઇ અને નાની કેઇ, તે જરાક પણ કોઇ પિછાની શકે નહીં. એ ત્રણમાં સર્વથી નાની સૌથી આગળ ચાલશે. વડી પછવાડે ચાલશે અને વચમાં ચાંદરાતના ચાંદ (જેવી ખુબસુરત વચલી ચાલશે). નાની છોકરીં વડા છોકરા પાસે બેસશે અને વડી છોકરી નાના તાજવર શાહજાદા પાસે બેસશે. વચલી વચમાં બેસશે. એ સઘળું જાણી લેઓ કે તે જાણવાથી તમોને નુકસાન થાય નહી. તમોને પુછશે કે આ ત્રણે એક સરખીઓમાંથી કોણને તમો ઉમરમાં વડી ગણો છો? વચલી કેઈ છે અને નાની કેઇ છે? માટે જરૂરતું છે કે એ પ્રમાણે તમો નામ દેઓ. તમો કહેજો કે 'પેલી જે દરજ્જામાં સર્વથી ચઢતી દિસે છે, તે નાની

છે. વડીની બેઠક તેણીના દરજ્જાને લાયકની નથી. વચલી વચમાં બરાબર બેઠેલી છે.' (એ પ્રમાણે કરવાથી) તમારૂં કામ થશે અને કજીઓ મટી જશે." તે ત્રણે બુલંદ મરતાબાના પાક બેટાઓએ બાપના સખુન ઉપર સઘળું દિલ આપ્યું અને ફરીદુન આગળથી અક્કલથી ભર પૂર અને તાલમેલોથી ભરપૂર બહાર આવ્યા. એક છોકરો જેને આ (ફરીદુન)ના જેવો બાપ ઉધારે તેને ડહાપણ અને અક્કલ સિવાય બીજુ શું લાયક હોય ?

## ફરીદુનના છોકરાઓએ યમનના પાદશાહ આગળ જવું.

તે (છોકરા)ઓ ગયા અને તઇયાર થયા અને પોતાની નજદીક મોબેદોને બોલાવ્યા. આસમાન જેવું એક (બુલંદ) લશ્કર, જેમાં ખોરશેદના સિકલના સઘળા નામદારો હતા, તે સાથે તેઓએ કુચ કીધી. જ્યારે સરવ પાદશાહ તેઓના આવી પહોંચવાથી વાકેફ થયો, ત્યારે તેણે તઝર્વ પક્ષીની પાંખની મિસાલે પોતાના લશ્કરને શણગારયું. તેઓને લેવા એક મોટું લશ્કર, જેમાં શું બીગાનાઓ કે ડાહ્યાઓ કે પોતાના ખેશીઓ હતા, તે મોકલ્યું. તે મોટા મરતબાના બેટાઓ યમનમાં દાખલ થયા અને યમનમાંથી શું મરદ કે ઓરત બહાર આવ્યાં. સઘળાઓએ (તે છોકરાઓ ઉપર) ગોહરો અને જાફરાન નાંખ્યાં અને તે સઘળાઓએ કસતુરીને શરાબ સાથે ભેળી નાંખી (અને તેઓ ઉપર છટકાવ કીધો). ઘોડાની યાલો કસતુરી અને શરાબથી ભરપુર થઇ ગઇ અને તેઓના પગ આગળ દીનારો ફેંકયા. હવેલી સઘળી બેહેસ્તની માફક શણગારેલી હતી અને તેમાં ઇતરડીઓ સુના રૂપાની હતી. રૂમી દીબાથી તે શણગારેલી હતી અને તેમાં કેવો કિમતિ ખજાનો હતો! એ હવેલીમાં તેઓને ઉતાર્યા. જ્યારે રાતની દીસ થઇ ત્યારે તે (છોકરાઓ) વધારે હિમ્મતવાન બન્યા. જે પ્રમાણે ફરીદુને કહયું હતું તે પ્રમાણે પેલી ત્રણે છોકરીઓને પાદશાહ જનાનખાનામાંથી બહાર લાવ્યો. દેખાવમાં ત્રણે રોશન માહતાબનાં જેવી હતી કે તેઓના ઉપર નજર ઠરી શકતી ન હતી. ફરીદુને પોતાના ગરદનના ઉઠાવનાર બેટાઓને કહયું હતું, તેજ નિશાન પ્રમાણે તે ત્રણે જણીઓ બેઠી. તે ત્રણે ચઢતે દરજ્જેના શાહજાદાઓને પાદશાહે પુછયું કે "આ ત્રણ સેતારા જેવી (ખુબસુરત સ્ત્રી) ઓમાંથી

નાની કેઇ, વચલી કેઇ અને મોટી કેઇ ? તે પ્રમાણે તમોએ નામ દેવાં જોઇએ." જેમ તેઓને શીખવવામાં આવ્યું હતું તેમ તેઓએ કહયું અને એકજ (જવાબ)થી પાદશાહની તાલ મેલની આંખોને સીવી લીધી. યમનનો સરવ પાદશાહ અને તેજ પ્રમાણે તેની અનજુમનના દલેરો અજાયબીથી છક થઇ ગયા. તે બુજર્ગ પાદશાહે એક દમ જાણ્યું કે રંગ ભેળવાથી (એટલે ખરી ચીજને તાલમેલથી ફેરવવાથી) તેને કાંઇ ફાયદો થનાર નથી. તેથી તેણે કહયું કે "હા. એ બરાબર છે." (એમ કહી) નાનાને નાની અને મોટાને મોટી આપી. એ પ્રમાણે જ્યારે તેઓનું કામ ગોઠવાયું, ત્યારે તેઓએ પોતાનું કામ નકી કીધું. તે ત્રણે તાજવર શહાજાદાઓ આગલથી તે ત્રણે તાજવર શાહજાદીઓ પોતાના બાપની શરમને ખાતર લાલીથી ભરપૂર ગાલો સાથે પોતાને ઘેર ગઇ. તેણીઓ નાજ અને શરમથી ભરપુર હતી. તેઓના ચેહેરા લોહીથી ભરપૂર અને તેઓના હોઠો નરમ અવાજથી ભરપૂર હતા.

## ફરીદુનના છોકરાઓ ઉપર સર્વ પાદશાહે જાદુ કરવું.

આરઓના પાદશાહ અને યમનના પાદશાહ સર્વે શરાબ હાજર કીધો અને મિજલસને શરાબ પાયો. ખુશી ખોરમીની ગોઠવણ કીધી અને પોતાના હોઠ ખોલ્યા (એટલે વાતચીત ચલાવી). રાત વધારે અંધારી થઇ ત્યાંસુધી (એટલે મોડી રાત સુધી) શરાબ નોશ કીધો. ફરીદુનના ત્રણ છોકરાઓ, જે તેના જમાઇઓ, તેઓએ તેની સલામતી સિવાય બીજી વખત શરાબ પીધો નહીં. જ્યારે શરાબ અક્કલની ઉપર ગાલેબ થયો, કે જ્યારે ખાબ કરવો અને આસાયશ કરવી લાયક દિસે છે ત્યારે તેણે તુરત ગુલાબની ટાંકીની કીનારી ઉપર તેઓની સુવાની જગ્યા તૈયાર કરવા ફરમાવ્યું. તે ત્રણે નેકબખત શાહજાદાઓ એક બાગમાં ગુલાબનો છટકાવ કરનારા ઝાડની નીચે સુતા. પછી પેલા આરઓના સરદાર જાદુગરોના પાદશાહે તેઓને માટે એક ચારો રચવાનો વિચાર કર્યો. પોતાના પાદશાહી બાગમાંથી તે બાહેર આવ્યો અને જાદુઇની રચના તૈયાર કીધી. તેણે થંડી અને જોશબંધ પવન ઊભો કીધો કે તેથી તે (શાહજાદાઓના) વખતનો છેડો આવે. એમ બન્યું કે મેદાનો અને પહાડી ઢલાવો સુકાઇ ગયા અને કામ-

ડાઓ વટીક ઉપર ઉડી શકયા નહીં. તે જાદુ તોડનાર પાદશાહના ત્રણ બેટાઓ સખત થંડીને લીધે પોતાની જગ્યાએથી ઉઠી ઉભા થયા. ખોદાઇ નુરની બરકતથી, અને યુક્તિથી, પાદશાહી જાદુથી, અને મરદાનગીથી તેઓએ જાદુના આ બંદનો રસ્તો બંધ કીધો અને ઠંડીએ મુદલ તેઓ ઉપર અસર ન કીધી. જ્યારે પહાડોની ટેચો ઉપરથી ખોર્શેદે પોતાનું સર ઉઠાવ્યું ત્યારે તે ડહાપણ શોધનાર (સરવ પાદશાહ) પોતાના અમીરી દિલના ત્રણે જમાઇઓ આગળ આવ્યો કે તેઓને ચેહેરામાં ફીકા પડી ગયલા અને થંડીથી હોરાઇ સુકાઇ ગયલા અને કામમાં નામોરાદ થયલા જોએ કે તેથી તેની ત્રણે છોકરીઓ તેની આગળજ યાદગાર રહે. તેઓને એ પ્રમાણે જોવાની તેણે આસા રાખી હતી પણ ખોર્શેદ અને ચંદ્ર તેની મોરાદ પ્રમાણે ફર્યો નહીં. તેણે તે ત્રણે ઉમરાવોને ચાંદરાતના ચાંદની માફક પોતાનાં નવાં પાદશાહી તખત ઉપર બેઠેલા દીઠા. (ત્યારે) તેણે જાણ્યું કે જાદુઇ કાંઇ કામ આવવાની નથી અને તે ઉપર પોતાનો વખત ગુમાવવો નહી જોઇએ. યમનના પાદશાહે પોતાની મિજલસ ભરવાની જગ્યા તૈયાર કરાવી અને સઘળા નામદારો ત્યાં એકઠા મળ્યા. પુરાણા ખજાનાના દરવાજા તેણે ઉઘાડયા અને જે કેટલોક વખત સુધી છુપું હતું તે ખુલ્લું કીધું. તે બેહેસ્તના બાગની મિસાલની ખોરશેદ ચેહેરાની ત્રણ (બેટીઓને) લેઇ આવ્યો કે જેઓના જેવુ ખુબસુરત સનોબરનુ ઝાડ કોઇ મોબેદે કદી રોપ્યું ન હતું, અને જેણીઓ તાજ અને ખજાના સાથે હતી, અને જેઓએ કદી કાંઇ રંજ જોયો નહી હતો, સિવાય કે તેઓના બાલના ઝુલફાંઓ વાળવા માટે ગુંથવાનો રંજ જોયો હતો. તે ત્રણેને તેણે તેઓને સોંપી, કારણ તેણી ત્રણે ચાંદરાતનાં ચાંદ મિસાલે હતી અને તે ત્રણે બહાદુર પાદશાહો હતા. યમનના પાદશાહે કિનાથી દીલમાં વિચાર કીધો કે ફરીદુનથી મને કાંઇ નુકસાન પહોંચતું નથી. નુકસાન મારા પોતાથી થયું છે. મારી નિશાણુ હરગેજ રેહેતીના કે (મારા જેવા) પાદશાહી બહાદુર મરદને તોખમથી સ્ત્રીઓ પેદા પડી. તે ધણી કે જેને ત્યાં છોકરી નહીં હોય તેને તું સારા નસીબવાળો સમજ, કારણ જો તેને ત્યાં છોકરી હોય તો તેનો સેતારો રોશન થાય નહીં. પછી સઘળા મોબેદોને સર્વે કહયું કે "ચાંદ જેવી સ્ત્રીઓને પાદશાહો ખાવિંદ તરીકે લાયક છે. તમો જાણો કે આ મારી ત્રણે દુનિયાને જોનાર આંખોને મેં તેઓને મારા

રિવાજ પ્રમાણે સોંપી છે, કે તેઓ તેણીઓને પોતાની આંખ મિસાલે રાખે અને પોતાના જાનની માફક પોતાની છાતીપર જાળવી રાખે." એ પ્રમાણે બુલંદ અવાજે કહયું અને ઝતુની ઉંટોની પીઠ ઉપર કન્યાઓનો સામન બાંધ્યો. યમન શહેર ગોહરોથી રોશન થઈ રહયું અને અમારીઓની એક પાછળ એક હાર લાગી. જ્યારે ફરજંદો રીતભાતનાં અને દબદબા સાથના હોય, ત્યારે તેઓ દિલમાં ઘણા વહાલાં લાગે, પછી તે છોકરો હોય કે છોકરી. મસ્ત ઉંટોની પીઠ ઉપર અમાડીઓ જેમ ગોઠવણ અને રીત હતી તેમ બાંધી. છતરો અને પાદશાહી સામન સાથે પાદશાહે તેઓને રૂખસત આપી અને સઘળું કામ તમામ કર્યું. તે દુર અંદેશ અને ડહાપણ સોધનારા જવાનોએ ફરીદુન તરફ પોતાનો રાહ પકડયો.

## ફરીદુને પોતાના છોકરાઓને અજમાવવા.

જ્યારે ફરીદુનને ત્રણે શાહજાદાઓના પાછા ફરવાની ખબર પડી ત્યારે રસ્તા પર બહાર આવ્યો. તેણે ચાહયું કે તેઓના દિલથી વાકેફ થાય કે તેથી તેઓ માંહેનું બદગુમાન હોય તે કમી થાય. તે એક અઝડહા કે જેનાથી તું કહેશે કે એક સિંહ પણ છુટકારો મેળવી શકે નહીં, તેના રૂપમાં સાંમે આવ્યો. તે પોકારતો હતો અને ગુસ્સામાં આવી જોસમાં આવ્યો હતો અને તેનાં મોંહમાંથી આતશ નીકળતો હતો. જ્યારે ત્રણે છોકરાઓને નજદીક આવેલા દીઠા અને ધુળનો એક અંધારો પહાડ નજદીકમાં દીઠો, ત્યારે તેણે ધુળ ઊડાડી અને જોશમાં આવ્યો. આખી દુનિયા તેના અવાજથી પોકાર ભરી થઇ. તે દોડતો વડા છોકરાભણી આવ્યો કે જે ઘણો હુશિયારીવાળો અને તાજવર હતો. તે છોકરાએ મનમાં કહયું કે "એક અક્કલને પહોંચેલો ડાહયો આદમી અઝડાહ સાથે લડાઇ કરતો નથી." તુરત તેણે પીઠ ફેરવી અને તેની આગળથી નાહસી ગયો. પછી ફરીદુન તેના ભાઇ આગલ ગયો. વચલા ભાઇએ જ્યારે તેને દીઠો ત્યારે તેને કમાનપર તીર ચઢાવ્યો અને કમાન ખેંચી. તેણે કહયું કે "જો લડવાનુંજ કામ આવી પડે તો શું ફુંફાડા મારતો સિંહ હોય કે જંગી સવાર હોય (તે સાથે લડવુંજ જોઇએ)." એ પ્રમાણે બોલ્યો અને જો કે તેનું દીલ લડાઇ ભર્યું હતું તોપણ નાસવા માટે મોંહ ફેરવ્યું. જ્યારે નાહનો છોકરો તેઓની નજદીક આવી પહોંચ્યો ત્યારે અઝદાહને

જોઇને તે પોકાર કરવા લાગ્યો. તેણે કહ્યું કે "અમારી આગળથી તું પાછો ફર. તું એક મગરમછ જેવો છે. તે સિંહોના રસ્તા ઉપર ના જા. અગરજો પાદશાહ ફરીદુનનું નામ તાહરે કાને આવ્યું હોય તો હરગેજ એવી કોશેશ ના કર, કારણ કે હમે ત્રણે છોકરાઓ તેનાં ફરજંદો છઇએ અને સઘળા ગુરજના ઉઠાવનાર અને લડાઇ સોધનાર છઇએ. અમારા રસ્તા ઉપરથી બાજુએ થઇ જા. નહીં તો કે બુરા ચેહરાનું તાજ તાહરે માથે મેલશું." બખતાવર ફરીદુને જ્યારે સઘળું સાંભળ્યું અને જોયું ત્યારે તેઓના હુન્નરો પિછાન્યા અને પોતે ગેબ થઇ ગયો. તે ગયો અને બાપ તરીકેના પોતાના રૂપમાં, જેમ રીત પ્રમાણે લાયક હતું તેમ, ઢોળ સાથે અને ભયંકર મસતાના હાથીઓ સાથે અને વળી હાથમાં ગાવની સિકલનો ગુરજ લેઇને આવ્યો. લશ્કરના બુજર્ગો તેની પાછળ હતા અને આખી દુનિયા તેની સતા હેઠળ આવી હતી. જ્યારે તે ઉંચા મરતબાના બેટાઓએ પાદશાહનો ચેહેરો દીઠો ત્યારે ઘોડા ઉપરથી પીઆદા થઇને દોડતા તેની પાસે ગયા. તેઓ તેની આગળ ગયા અને જમીનને બોશો દીધો અને હાથીઓ અને ઢોળના અવાજથી દંગ થઇ ચુપ ઉભા રહયા. બાપે તેઓના હાથ ધર્યા અને તેઓને નવાજ્યા અને અંદાજા પ્રમાણે તે લોકોને દરજ્જો આપ્યો. જયારે પોતાનાં બુલંદ મેહેલમાં ફર્યો ત્યારે મનમાં ખોદાતાલાને યાદ કર્યો. તેણે ખોદાતાલા પર ઘણી આફરીન કીધી કારણ કે જમાનાનો સારો અને માઠો વખત તેનાથી તેણે જોયો. ત્યાર પછી તેણે પોતાના ત્રણે છોકરાઓને બોલાવ્યા અને ચઢતા મરતબાના તખત ઉપર તેઓને બેસાડયા. પછી તેણે કહયું કે "પેલો જબરો અઝડાહ, કે જે પોતાના ડંખથી દુનિયાને બાળી નાંખવા માગતો હતો, તે હું તમારો બાપ હતો, કે જે તમારી બહાદુરી તપાસવા માગતો હતો અને જ્યારે તે તપાસી, ત્યારે ખુશી સાથે પાછો ફર્યો. હવે તમારાં સારાં નામ, જેમ એક ડહાપણવાળા મરદને ઘટે તેમ, મારે પાડવાં જોઇએ. તું વડો છે અને તાહરૂં નામ શેલમ પડજો અને દુનિયામાં તાહરી મોરાદ બર આવેલી થજો, કારણ કે મગરના પંજામાંથી તેં સલામતી સોધી અને નાહસતી વખતે કાંઇ ઢીલ કરી નહીં. એક દિલાવર મરદ કે જે હાથી અથવા સિંહથી કાંઇ ચીંતા ન રાખે તેને તું દીવાનો કહેજે, હિમ્મતવાન ના કહેતો. વચલો છોકરો કે જેને શરૂઆતમાં દલેરી દેખાડી અને ( ગોશાના ) આતશથી તેની દલેરી વધતી ગઇ તેને હું

તુર નામ આપું છું. તે એક દલેર સિંહ જેવો છે કે જેની ઉપર એક હાથી ફાવી શકે નહીં. દલેરીને તેની ખરી જગા દેખાડી હોય તો તે એક હુન્નર ગણાય છે, કારણ કે એક બદદિલ્લવાળો ( એટલે દલેરી વગરનો ) શખસ તખતને લાયકનો નહીં થશે. વળી નાહનો છોકરો કે જે ડહાપણવાળો અને લડાયક મરદ છે, જે જેમ ઉતાવળો તેમ થંડો છે, જેણે જેમ એક હુશિયાર માણસને છાજે તેમ ખાક અને આતશ એ બેની વચ્ચેનો મધ્યમ માર્ગ પસંદ કર્યો છે, જે દલેર જવાન અને હુશિયાર છે, અને જેની દુનિયામાં સ્તુતિ કર્યા વગર રેહવું નહીં જોઇએ, તેનું હવે એરચ નામ લાયક દિસેછે. બુજર્ગીનો દરવાજો એ તેની મોરાદનું સેવટ હોજો, સબબ કે તેણે સરૂઆતમાં નરમાશ દેખાડી પણ સખ્તાઇની વખતે બહાદુરી દેખાડી. હવે પેલી પરીના ચેહેરાની આરબ સ્ત્રીઓનાં નામ આપવાં માટે હું ખુશી સાથે મારા બે હોઠ ખુલુ છું." તેણે શેલમની બઇરીનુ નામ આરઝુઇ આપ્યું. તુરની બઇરીનું નામ માહા આઝાદેખુઇ આપ્યું અને એરચની બખતાવર કદમની બઇરીનું નામ સહી કરી આપ્યું, કારણ કે ખુબ સુરતીમાં સહીલ નામનો સેતારો તેનો ગુલામ હતો. પછી ફરીદુન આકાશમાં ફરતા સેતારાઓ, કે જેને માટે સેતારે શનાસો નિશાણીઓ દેખાડે છે તેને લગતી લખેલી ચોપડીઓ લઇ આવ્યો, પોતાની આગળ મેલી, અને તેમાં પોતાના નામદાર છોકરાઓના સેતારાની ચાલ જોઇ. સેલમને માટે સેતારાની ચાલની નિશાન એ હતી કે ભરેશપતી ગરેહ અને ધનરાશી સિવાય બીજુ કાંઇ નહીં હતું. બખતાવર તુરના નશીબ જોતાં આફતાબના માલિક તરીકે સીંહી રાશ્રી હતી, જે દલેર બખ્તાવર સેતારાની ચાલ ગણાય જ્યારે બખ્તાવર એરચના સેતારાની ચાલ ઉપર નેગાહ કીધી ત્યારે ચંદ્રમાહના માલેક તરીકે કર્ક રાશી માલૂમ પડી. સેતારાની ચાલ ઊપરથી એ પ્રમાણે તેને નિશાન માલૂમ પડી કે તેના નશીબમાં કજીયો ને લડાઇ હોવી જોઇએ. જ્યારે પાદશાહે એ પ્રમાણે દીઠું, ત્યારે દલગીર થયો અને જીગરથી અફસોસ કીધો. તેણે જોયું કે આશમાન એરચ ઊપર રૂઠેલું હતું અને તેની સાથે તેની ચાલ મહેરબાની ભરી નહીં હતી. આ રોશન રવાનના છોકરાના વિચારના સંબંધમાં ( આસમાન ) બદગુમાન વિચાર શિવાય બીજુ કાંઇ દેખાડતું ન હતુ.

# ફરીદુને પોતાના છોકરાઓને આ દુનિયાનો મુલક વેંહચી આપવો.

(શેતારાની ચાલના) છુપા ભેદો એ પ્રમાણે પડદા માંહેથી જાહેર પાડયા પછી ફરીદુને દુનિયાના મુલકના ત્રણ ભાગ કર્યા. એક રૂમ અને ખાવરના મુલકનો; બીજો તુરકસ્તાન અને ચીનનો; અને ત્રીજો ઈરાન જમીનના પહેલવાનોના મુલકનો. પહેલવહેલાં તેણે શેલમ તરફ નજર કીધી અને તેને માટે સઘળો રૂમ અને ખાવરનો મુલક પસંદ કીધો. તેણે ફરમાવ્યું તેથી શેલમે લશ્કર તૈયાર કીધું અને દમામ સાથે ખાવરના મુલક ભણી કુચ કીધી. પાદશાહી તખત ઉપર તેણે પગ મેલ્યો અને સઘળાઓ તેને ખાવરના પાદશાહ તરીકે કહેવા લાગ્યા. પછી તુરને તુરાન જમીન આપી અને તેને તુરકસ્તાન અને ચીનનો માલિક બનાવ્યો. પાદશાહે એક લશ્કર મુકરર કીધું અને તુરે તે લશ્કર લઇ તેજ વખતે માર્ગમાં કુચ કરવા માંડી. તે ગયો, બુલંદ તખત ઉપર બેઠો, કમર ઉપર કમરબંધ બાંધ્યો અને (સખાવતમાં) હાથ ખુલ્લા કીધા. બુજર્ગોએ તેની ઉપર ગોહરનો વધારો કીધો અને આખો તુરાનનો મુલક તેને પાદશાહ તરીકે બોલાવવા લાગ્યા. ત્યાર પછી એરચની વારી આવી અને બાપે તેને માટે ઇરાનનો મુલક પસંદ કર્યો. ઈરાન અને નેજો વાપરનારા મરદોના મેદાનનો મુલક અને પાદશાહી તખત અને સરદારોનુ તાજ, એ સર્વ તેને આપ્યું, કારણ કે તેણે તેને તખતને લાયકનો, તેમજ શમશેર, અને મોહર, અને નગીના, અને કોલાહને લાયકનો દીઠો. સરદારો કે જેઓ અકલ ડહાપણ અને દાનાઇ ધરાવતા હતા. તેઓ તેને કેમ બોલાવવા લાગ્યા? ઇરાનના પાદશાહ (તરીકે બોલાવવા લાગ્યા.) ત્રણે જણાઓ ભલી બુનીઆદના સરહદ તપાશનારા તરીકે આરામ અને ખુશી સાથે તખત ઉપર બેઠા.

## શેલમે એરચની અદેખાઇ કરવી.

એ બાબત ઉપર ઘણો વખત ગુજરી ગયો અને જમાનાએ કેટલોક ભેદ દિલમાં છુપાવી રાખ્યો હતો. ડાહયો ફરીદુન બુઢો થયો હતો. તેની (ઉમરની) બહારની મોસમના બાગમાં ધુળ જમાવ થઇ હતી. એ પ્રમાણે બધે સખુનો બોલાય છે કે "જ્યારે (માણુશ)

ભુઢું થાય છે ત્યારે તેની શકિત સુસ્ત થાય છે. જ્યારે તેઓનાં કામમાં અંધકાર ( એટલે બૂરી દશા ) દાખલ થઈ ત્યારે તે મોહટા મર્તબાવાળા છોકરાઓ કપટ ધરવા લાગ્યા. શેલમનું દિલ તેની અસલી હાલતથી ખીસવા લાગ્યું અને પોતાની રીત અને વિચારમાં તે જુદી તરેહનો થવા લાગ્યો. તેનું દિલ લોભમાં ગરકાવ થયું અને પોતાના સલાહકારો સાથે તે અંદેશામાં બેસવા લાગ્યો. બાપની મુલકોની વાટણી તેને પસંદ ન પડી હતી કારણ કે તેણે નાહના છોકરાને શોનેરી તખત આપ્યું હતું. તે દિલમાં કિના ભર્યો થયો અને ચેહરામાં ગુસ્સા ભર્યો થયો અને ચીનના પાદશાહ તરફ એક કાસદ મોકલ્યો. પોતાના દિલમાં જે કાંઇ અંદેશો હતો તે તેને કહયો અને કાશદને જલદીથી શેતાબ મોકલ્યો. તેણે ભાઇની ઉપર પેગામ મોકલ્યો કે " તું ખુશ અને ખુશાલ લાંબો વખત સુધી જીવજે. ઓ ચીન અને તુરકસ્તાનના હુન્નરમંદ, રોશન દિલના, અને ભલાંને પસદ કરનારા પાદશાહ! તું જાણ કે બુલંદ સર્વના ઝાડ જેવા આપણા કદ છતાં આપણી હલકી વિચાર શક્તિએ આપણે માટે આ દૂનિયામાં નુકસાન પસંદ કર્યું છે. ( એટલે આપણી હલકી વિચારશક્તિને લીધે આપણે ગેરઇનસાફ સાંખી ગયા છીએ ). તું બીદાર દિલથી આએ બાબત જો કે જેનાં જેવી વાત અશલના વખતથી કોઇએ સાંભળી નથી. આપણે ત્રણ ફરજંદો તખતને લાયકના હતા. તેમાંથી નાહનો આપણા કરતાં વધારે ભાગ્યશાળી થયો છે. જ્યારે હું ઉમર અને અક્કલમાં વધારે મોહટો છઉ ત્યારે જમાનો મારી ઉપર મેહરબાની કરવામાટે વધારે લાયક દિસે છે. ઓ પાદશાહ! મારી પછી તાજ તખત અને કોલાહ તુંને છાજે છે. આપણા બાપે આપણી ઊપર એ પ્રમાણે જુલમ કર્યો છે. તેથી આપણે બેઊ જણા દલગીર રહીએ એ શું લાયક છે? કારણ કે ઇરાન અને પહેલવાનોનું મેદાન અને યમન એરચને આપ્યાં છે અને રૂમ અને ખાવર મને આપ્યાં છે અને તુરકસ્તાન અને ચીનના મેદાન તુંને આપ્યાં છે. આપણુ મોતાઓમાંથી નાહનો ઇરાન જમીનનો પાદશાહ થયો છે. આ વાટણી હું શાંકી શકતો નથી. તારા બાપના મગજમાં કાંઇ વિચાર શક્તિ નથી " પવનની શેતાબની ચાલની એક સાંઢની તેણે પેગામ આપી મોકલી જે તુરાનના પાદશાહની નજદીક આવી પહોંચી. ( તે કાશદે ) જે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું અને વગર અક્કલના તુરતુ માથુ પવનથી ભરપૂર કીધું. જ્યારે દલેર તુરે આ છુપી વાત સાંભળી ત્યારે

એક મસ્ત સિંહની માફક એકદમ ગુસ્સામાં આવ્યો. પછી તેણે એ પ્રમાણે જવાબ આપ્યો કે "પાદશાહને આ સખુનો કહેજે, અને તે યાદ રાખજે, 'ઓ ઇનસાફી (ભાઈ)! આપણા બાપે આપણી જવાનીના વખતમાં એ પ્રમાણે આપણને ફરેબ દીધો છે. તેણે પોતાને હાથે એક એવું ઝાડ રોપ્યું છે કે જેનું ફળ લોહી છે અને જેના પાતરાં ઝેર છે. હવે તુંએ આ બાબત ઉપર (મસલત કરવા માટે) મારી સાથે મોહડે મોહડું મેળાપ કરવો જોઇએ અને આપણે હુશિઆરીથી મસલત કરવી જોઇએ અને લશ્કર એકઠું કરવું જોઇએ," (એટલું કહીને) પેલા સાહનસી સવાર કાસદને પાદશાહ શેલમ તરફ મોકલ્યો. પછી જેહાનના પાદશાહ આગળ પોતાના બુજર્ગોમાંથી એક તેજ જબાનવાળા અને મીઠા શબ્દ બોલનારા કાસદને મોકલ્યો. તેણે કહ્યું કે "મારી તરફથી આ પેગામ પહોંચાડ કે "ઓ દુર અંદેશ નેકનામ પાદશાહ! એક જમુન અને ફરેબના કામમાં દેલાવર આદમીઓએ સબુરી નહીં રાખવી જોઇએ. આવા કામમાં કાંઇપણ ઢીલ નહીં જોઇએ, કારણ કે એક સાહસ કામમાં આસાએશ લેવી એ ઘણું હલકુ દિસે છે." જ્યારે કાસદ જવાબ પાછો લાવ્યો, ત્યારે છુપાએલો ભેદ તેનાથી સઘળો ખુલ્લો થઇ ગયો. એક ભાઇ રૂમથી અને બીજો ચીનથી ગયા અને મધની સાથે ઝેર મેળવીને બેઉ એક એકને મળ્યા અને છુપી અને જાહેર રીતે મસતલ કીધી.

## સેલમ અને તુરે ફરીદુન પાદશાહ આગળ પેગામ મોકલવો.

પછી તેઓએ એક ચંચળ, સખુન બોલનાર, ચબરાક દિલના, અને સારી યાદદાસ્તવાળા મોબેદને પસંદ કર્યો. બેગાનાઓથી પોતાની જગ્યા ખાલી કીધી અને દરેક બાબત ઉપર મસલત કરવા લાગ્યા. પહેલ વહેલાં સેલમે શખુન બોલવા માંડયા અને પોતાની આંખમાંથી બાપની શરમ કાઢી નાંખી. તેણે પેલા કાસદને કહયું કે "તું એવો તો સેતાબ રસ્તો કાપ, કે પવન અને ધુળનાં તોફાનો વટીક તુંને પકડી પાડે નહીં. તું સેતાબ પવનની માફક ફરીદુનની નજદીક જા અને રસ્તો કાપવા સિવાય તારૂં બીજું કાંઇ કામ ન હોતું. જ્યારે ફરીદુનના મેહેલમાં તું ઉતરે, ત્યારે પેહેલવેહલાં અમો બેઉ છોકરાઓની સલામ કહેજે. પછી બીજું તું તેને એ કહેજે

કે "એઉ દુનિયાની અંદર ખોદાતાલાનો ડર રાખવો જોઇએ છે. જવાનને બુઢાપાના દહાડાની ઉમેદ હોય છે પણ સફેદ થયલા બાલો કાળા થતા નથી. આએ સાંકડી જગ્યામાં તું જો લાંબો વખત ખોટી થશે (એટલે આએ દુનિયામાં જો તું લાંબો વખત જીવશે), તો આ ખોટી થવાની જગ્યા (એટલે આ દુનિયાની જીંદગી) તાહરી ઉપર મુશ્કેલ થઇ પડશે. પાક યઝદાંને રોશન ખોરશેદથી તે અંધારી જમીન સુધી સઘળી દુનિયા તુંને સોંપી છે. તુંએ સઘળી રસમ અને રાહ તારી મરજી પ્રમાણે પસંદ કરી છે અને યઝદાંનના ફરમાન ઉપર કાંઇ નજર કીધી નથી. ખોટાં કામ અને ગેરઇનસાફ સિવાય તુંએ બીજુ કાંઈ કર્યું નથી અને મુલકની વાટણીના કામમાં તુંએ રાસ્તી અખત્યાર કરી નથી. તાહરા ત્રણે છોકરાઓ ડાહ્યા અને બહાદુર હતા, અને નાહનામાંથી મોટો કયો, તે પણ તુંને જાહેર હતું. એકમાં તેં કાંઇ એવો વધુ હુન્નર નહીં જોયો હતો કે જે હુન્નરમાં તે બીજો માથું નીચું નાખે (એટલે કે જેની ગેરહાજરી માટે તે શરમાય). એક છોકરાને તેં અઝડાહનો દમ બનાવ્યો છે (એટલે જોખમભર્યો મુલક સોંપ્યો છે). બીજા એકને તુંએ આસમાન ઉપર ચઢાવ્યો છે (એટલે દૂરનો મુલક સોંપ્યો છે). પણ ત્રીજા એકને તેં તાહરા બિછાનાની આગળજ માથાપર તાજ મેલ્યું છે (એટલે નજદીકનો મુલક આપ્યો છે), અને તેનેથી તાહરી આંખો ખુશાલ રહે છે. અમો કાંઈ તેનાથી મામ અથવા બાપની તોખમમાં કમતર નથી કે જેથી હમો પાદશાહી તખતને માટે નાલાયક હોઇએ. ઓ જમીનના દાદગર પાદશાહ! આવા ઇનસાફની ઉપર કદી દુઆ ન હોતી. અગર જો તેના (એરચના) કિમ્મત વગરના માથા ઉપરથી તાજ દૂર થાએ, અને દુનિયા તેનેથી છુટકારો મેળવે, અને તું તેને દુનિયામાં એક ખુણો સોંપે, કે જ્યાં તે હમારી માફક લોકોની જાણમાં આવ્યા વગર નબળો થઈ પડી બેશે (તો ઠીક); નહીં તો કે તુરકસ્થાનના અને ચીનના સવારો અને રૂમના કિનો શોધનારા પેહેલવાનો, એ શઘળાઓનું ગુરજ ધરાવનાર લશ્કર હમો લાવીશું અને ઇરાન અને એરચનો નાશ કરીશું." જ્યારે પેલા મોબેદે આવો શખત પેગામ સાંભળ્યો, ત્યારે જમીનને બોસો દીધો અને પોતાની પીઠ ફેરવી, અને જીન ઉપર સવાર થઇ, જેમ પવનથી આતશ ઉડી જાય તેમ, પોતાની જગ્યાએથી સેતાબ નીકળી ચાલ્યો. પાદશાહ ફરીદુનની દરગાહમાં તે આવી પહોંચ્યો અને દુરથી એક મેહલ બાંધેલો

જોયો અને તેની ટોંચ વાદળાં સાથે લાગેલી હતી અને તેની પહોળાઈ એક પહાડથી બીજા પહાડ તલકની જમીન ઉપર ફેલાએલી હતી. દરવાજા ઉપર બુજર્ગો બેઠેલા હતા અને અંદર પડદા પાછળ ઊમરાવોની જગ્યા હતી. એક હાથ ઉપર સિંહ અને વાઘો બાંધેલા હતા અને બીજા હાથપર મસ્ત લડાયક હાથીઓ હતા. આ મોટા મરતબાના દલેર પહેલવાનોમાંથી સિંહના અવાજો માફક એક પોકાર ઉઠયો. તે કાસદે વિચાર્યું કે તેની જગ્યાએ ઉભેલો એ મેહેલ જાણે આસમાન છે અને તેની આજુબાજુ પરીઓનું લશ્કર ઉભું છે. ચબરાક કામદારો ગયા અને જેહાનના પાદશાહને કહ્યું કે "પાદશાહની નજદીક એક કાસદ આવ્યો છે કે જે પુર ડહાપણવાળો અને મોટી સતાવાળો છે." પાદશાહે ફરમાવ્યું, તેથી પડદો ઉંચકી નાંખ્યો અને તેને ઘોડા ઉપરથી દરગાહમાં લાવ્યા. જ્યારે તેની નજર ફરીદુનના મોંહ ઉપર પડી ત્યારે તેણે તેની આંખો અને તેનું દિલ પાદશાહી દમામથી ભરપૂર જોયું. તેનું કદ સરવ મિસાલે, અને તેનું મોંહ ખોરશેદ મિસાલે, તેનાં બાળ કપુર મિસાલે અને તેનો લાલ ચેહરો ગુલાબ મિસાલે હતાં. તેના બેઉ હોઠો હસતા હતા. તેના બેઉ ગાલો શરમથી ભરપૂર હતા. તેની પાદશાહી જબાન નરમ સખુનોથી ભરપૂર હતી. જ્યારે કાસદે તેને જોયો, ત્યારે તે તેને નમ્યો અને જમીનને બોસાઓથી મસળી નાંખી. ફરીદુને તુરત તેને ઉભો હતો તે બેસાડયો અને તેને લાયકની સારી જગ્યા તેને આપી. પ્રથમ પોતાના બે વહાલાંઓ માટે પુછપરછ કીધી, કે "તેઓ ખુશાલ દિલના અને ભલા એતેકાદનાં છે કે"? બીજું પુછયું કે "આએ લાંબા રસ્તા અને જંગલમાં (ખીનો અને પહાડની) ઉતર ચઢમાં તમો થાકી ગયા હશો." કાસદે જવાબ આપ્યો કે "ઓ બુજર્ગ પાદશાહ! તખત તાહરા સિવાય બીજા કોઇને પાદસાહ તરીકે જોતું ના. જે ધણીઓ માટે તું પુછેછે, તેઓ જેમ તું ઇચ્છે છે તેમ છે. તાહરા નામની બરકતથી તેઓ સારી રીતે જીંદગી ગુજારે છે. હું પાદશાહનો એક નાલાયક ગુલામ છું અને મારા પોતાના તન ઉપર હું પુરતો પાક નથી (એટલે સ્વતંત્ર નથી, ફરમાવેલો બંદો છું). હું પાદશાહ આગળ એક સખત પેગામ લાવ્યો છું. તે પેગામ મોકલનારાઓ ગુસ્સાથી ભરપૂર છે અને હું બીગુનાહ છું. જો પાદશાહ મને ફરમાવે તો તે નાહુશિયાર જવાનોનો પેગામ હું કહું." પાદશાહે ફરમાવ્યું, તેથી તેને જબાન ખોલીને એક નાકેથી બીજે નાકે સુધી સઘળી વાતો કહી.

# ફરીદુને પોતાના છોકરાઓને જવાબ આપવો.

ફરીદુને તે સાંભલવાપર સારી પખે કાન ધર્યા અને જ્યારે તે સાંભળી રહયો, ત્યારે તેનું મગજ જોસમાં આવ્યું. તેણે પેલા કાસદને કહયું કે "અએ હુશિયાર મરદ! આ કામમાં તુને માફ માગવાની કાંઈ અગત્ય નથી, કારણ કે હું એવીજ કોઈ રીતની આશા રાખતો હતો, અને મારા દિલમાં એવોજ કોઈ ખ્યાલ રાખતો હતો. તું આએ બે નાપાક બીવકુફ આહરેમનની ખસલતના સાંકડા મગજના શખશોને કેહેજે કે 'એ ઠીક થયું કે તમે તમારો ખવાસ જાહેર કીધો. તમારી તરફથી એવીજ રીતની દુવા મહને ઘટતી હતી કે? જો મારી શિખામણથી તમારૂં મગજ ખાલી થઇ ગયુ હતું તો તમારી પોતાની અક્કલથી પણ તમોને કાંઇ સુધ મળી નહીં? તમો ખોદાતાલા તરફથી નહીં ડર કે સરમ રાખતા. જાણે કે તમોને આવા વિચારો શિવાય બીજા કાંઇ વિચારો નથી. મારા બાલ, આગળ તારના જેવા કાળા હતા, મારૂં કદ સીધાં શરવ જેવું સીધું હતું, મારો ચેહરો માહતાબ જેવો હતો. પણ જે આસ્માને મારી કમરને વાંકી કરી છે, તે આસ્માન પોતે વાંકુ વલ્યું નથી, પણ હજુ પોતાની જગાએ ફરતું છે. આ જમાનો તમોને નાજ સાથે ચલાવે છે, પણ નાજ સાથે ચલાવનાર (જમાનો) પોતે પાયદાર રેહનાર નથી. પાક યઝદાંનના સર્વથી ચઢતા નામથી, રોશન આફતાબ અને ફળદ્રુપ જમીન, તખત અને કોલાહ અને શુકર સેતારો અને ચંદ્ર, (એ સર્વના નામથી સોગન લઇ કહું છું કે) મેં તમારાં બુરાંપર નજર રાખી નથી. ડાહ્યા આદમીઓ સેતારે શનાસો અને મોબેદોની મેં એક અનજુમન બોલાવી હતી અને તેઓ સાથે એ બાબતના વિચારમાં ઘણો વખત ગયો હતો અને પછી વાજબી રીતે અમોએ મુલકની વાટણી કરી હતી. અમોએ એ બાબતમાં રાસતીને પસંદ કરી હતી, અને નહીં શરૂઆતમાં કે નહીં આખેરીએ ઘેર-સસ્તી અખત્યાર કરી હતી. અમારા દિલમાં યઝદાંનો ડર હતો અને હમોએ દુનિયામાં રાસ્તીનેજ પસંદ કરી. જ્યારે મારી મારફતે દુનિયાને આબાદ રાખવામાં આવી હતી, ત્યારે અનજુમનના લોકોને નુકસાન કરવાનો માર્ગ મેં સોધ્યો નહી, પણ મેં પોતાને એમ કહ્યું કે 'મારી નેક બખત ત્રણ આંખોને (એટલે છોકરાઓને) મારૂં આબાદ તખત સોંપી આપું.' હાલમાં આહરેમને તમોને મારી શિખામણ

અને દિલસોજી તરફથી આડા માર્ગ અને અંધકાર તરફ ખેંચ્યા છે. તમે જુઓ, કે બુલંદ ખોદાતાલા, તમારી તરફની આવી વર્તણુંક શુ પસંદ કરશે? અગર જો તમો સાંભળો તો તમોને એક વાત કહું કે 'જે પ્રમાણે તમો વાવશો તે પ્રમાણે પાક કાપશો.' મને એક રેહતુમાયે આ પ્રમાણે સખુન કહ્યા છે કે 'આપણે માટે આ શિવાય હમેશાની એક બીજી દુનિયા છે.' તમારી અક્કલના તખતની ઊપર લોભ બેઠો છે. એ પ્રમાણે દેવ સાને માટે તમારો સાથી થયોછે.? મને ધાસ્તી લાગે છે કે તે અઝડાહ (લોભના દેવ) ની ચુગાલમાં તમારૂં રવાન તમારા કાલબુદથી છુટું પડશે (એટલે તમો માર્યા જશો). મારો પોતાનો આ દુનિયામાંથી જવાનો વખત આવ્યો છે, અને આકરો થવાનો અથવા ગુસ્સે થવાનો વખત નથી. પણ એક બુઢો મરદ, જેને મોટાં મનનાં ત્રણ ફરજંદો હતાં, તે એમ કહેછે[૧] કે 'જ્યારે દિલમાંથી લોભ ખાલી થાય છે ત્યારે શું ખાક કે શાહનશાહી ખજાનો બેઉ એક સરખાં છે. જે ધણી ખાકને ખાતર પોતાના ભાઇને વેચે,[૨] તેને જો લોકો પાક પાણીનો (એટલે ઓલાદનો) નહીં ગણે તો તે વાજબી છે.' આ દુનિયાએ તમારા જેવાં ઘણાઓને જોયા છે અને જોશે. પણ તે કોઈ પણ એક ધણીની તાબેદાર થઇ રેહેનાર નથી. હવે તમો જે કાંઈ જાણતા હોવો, કે કેઆમતને દહાડે ખોદા તાલાને હાથે તેથી છુટકારો મળશે, તો તે સોધો, અને એ સેવટના રસ્તાની જરૂરીઆતની ચીજો ભેગી કરો. કોશેશ કરો કે તમારી મહેનત કમી થાય."

તે કાસદે તેના સખુનો સાંભળ્યા, અને જમીનને બોસો દીધો, અને તેની તરફથી મોંહ ફેરવ્યું, અને ફરીદુનની આગળથી એવી સેતાબીથી પાછો ફર્યો, કે તું કહેશે કે જાણે પવનનો સાથી થયો હતો. જ્યારે સેલમનો કાસદ પાછો ફર્યો, ત્યારે શાહનશાહ ફરીદુન બેઠો, અને તેણે સઘળો ભેદ ખોલ્યો. તેને જેહાંનજુઈ મોહાં દરજ્જાના એરચને પોતા પાસે બોલાવ્યો અને જે કાંઇ બનવાનું હતુ, તે તેને કહયું. તેણે તેને કહયું કે "આ બેઉ લડાઈ શોધનાર બેટાઓએ ખાવરના મુલક તરફથી' આપણી તરફ મોંહ ધર્યું છે. સેતારાઓની ચાલથી તેઓના નશીબમાં એવું છે, કે તેઓ બૂરાં કામથી ખુશાલ રહે.

(૧) એટલે હું બુઢો બાપ તમોને શિખામણ દઉં છું.
(૨) એટલે થોડાક વધુ મુલક માટે ભાઈ સાથે લડવા નીકળે.

વળી તેઓનું દાણા પાણી એવા બે મુલકોમાં સરજેલું છે કે જે મુલકોનું ફળ સખતાઇ છે ( એટલે જ્યાનાં લોકો સખત દિલનાં છે ). તારા ભાઇઓ જ્યાં સુધી તારા માથા ઉપર તાજ રહેશે, ત્યાં સુધી તારા ભાઇઓ થશે. પણ જ્યારે તારો રંગીન ચેહેરો કરમાઇ જશે, ત્યારે તારા બિછાનાની આગળ કોઈ ફરી વળશે નહીં. અગર જો તલવારની સામે માયા મેહેરબાની દેખાડશે તો લડાઇથી તારૂં માથું આઝુરદે થશે. દુનિયાના બે ખુણાઓ તરફથી મારાં બે ફરજદોએ એ પ્રમાણે મારી આગળ પોતાનો ભરમ ખોલ્યો છે. અગરજો તુંને તારા માથાની ( એટલે જાનની ) દરકાર હોય, તો લડાઇ માટે તૈયારી કર, ખજાનાનો દરવાજો ખોલ અને કુચ માટે સામાન બાંધ. અગરજો તું નાસતાની ઉપર શરાબની જામ સાથે હાથ લંબાવે (તો બેહેતર); નહીં તો ઓ દીકરા! તેઓ તારી ઉપર ( ફતેહ મેળવી ) સાંજનું ખાણું ખાશે (એટલે તેઓ તારી ઊપર દાવ લે તે આગમચ તું તૈયાર થા ). દુનિયાની અંદર તુંને કોઈ મિત્ર શોધવાની અગત્ય નથી. તારૂં નિરદોષપણું અને તારી રાસ્તી એ તારા મિત્રોછે.

ત્યાંરે હુંન્નરમંદ એરચે, મેહેરબાન પાદશાહ, તે પોતાના બખતાવર બાપની ઉપર નજર કીધી અને એ પ્રમાણે જવાબ આપ્યો કે “ઓ શાહનશાહ ! જમાનાના ચક્કર ઉપર તું નજર કર, કે જે પવનની માફક આપણી ઉપરથી પસાર થાય છે. ત્યારે ડાહ્યો આદમી શાને માટે ગમ ખાય છે. ? તે જેમ અરગવાન નામના ફુલનો ચેહેરો કરમાવી નાંખે છે, તેમ એક રોશનવાળા મરદના દીદારને સીહા કરી નાંખે છે. શરૂઆતમાં ખજાનો મળે છે અને સેવટે રંજ મળે છે, અને રંજ પછી આ ત્રણ પાંચ દહાડાની દુનિયામાંથી ચાલી જવું છે. જ્યારે આપણું બિછાનું ખાક ઉપર થવાનું છે અને તકીઓ ઈંતરડીનો થવાનો છે, ત્યારે શાને માટે આપણે એક ઝાડ એવું રોપવું જોઇએ કે ગમે તેવો વખત વહી જવા છતાં પણ, જેનું મૂળ લોહીથી ઉધરે અને જેનુ ફળ કિનો ઉત્પન્ન કરે ? આ દુનિયાએ શમશીર તખત અને નગીનાના માલિક આપણા જેવા બહુ જોયા છે અને બહુ જોશે પણ આગલા તાજવર શાહનશાહોએ પોતાની રીતભાતમાં કિનો ન જોયો હતો. જો પાદશાહ મને ફરમાવે તો હું મારો જમાનો બદીમાં પસાર નહીં કરૂં. મને તાજ તખત કે કોલાહ કાંઈ જોઇતું નથી. હું તેઓ આગળ વગર લશ્કરે દોડતો જાઉં અને કહું કે ‘ ઓ મારા

નામદારો ! કે જેઓ મારા તન અને જાનના જેવા મને પ્યારા છેઓ, તેઓ મારી ઉપર ગુસ્સે ના થાઓ અને કિનો ના રાખો. દીનદાર લોકોને કિનો રાખવો છાજતો નથી. આ દુનિયાની ઉપર એટલી બધી ઉમેદ ના રાખો. જુઓ કે તેણે જમશેદની સાથે કેવી બદી કીધી. સેવટે તે આ દુનિયામાંથી જતો રહયો, અને નહીં તે રહયો, કે નહીં તેનું તાજ, તખત કે કમરબંધ. સેવટે મારે તમારી સાથે એક સરખી રીતે જમાનાનો સ્વાદ ચાખવો છે. ' ( એ પ્રમાણે કહીને ) હું તેઓનુ કિનાખોર દિલ દીનના માર્ગ ઉપર લાવીશ. હું કિનો લેઉ તેના કરતાં આએ વધારે સજાવાર દિસે છે. "

પાદશાહે તેને કહયું કે " ઓ અક્કલમદ બેટા ! તારા ભાઇઓ લડાઈ સોધે છે અને તુ મેજબાની ( એટલે સુલેહ ) સોધે છે. મને આ સખુનો યાદ કરવા જોઇએ કે ' ચંદ્રમાંથી રોશણી મળે એમાં અજાએબ જેવું કાંઇ નથી." ( એજ પ્રમાણે ) તારા જેવા હુન્નરમદથી આવો જવાબ છાજતો છે. તારાં દિલે તેઓની મેહેરબાની અને મિત્રાચારી પસંદ કરી છે. પણ જો એક ડાહ્યા આદમી પોતાનો કિમતિ જાન અને સર એક અઝડાહના દમ આગળ મેલે, તો કાટેલ ઝેર શિવાય તેને બીજું શું વધુ મળનાર છે ? કારણ કે તેની પેદાયશમાં એ (ઝેર) જ સરજેલું છે. ઓ દીકરા ! જો એ પ્રમાણે તારો વિચાર છે, તો કામ બર લાવ અને અહીંથી રસ્તો પકડ. લશ્કરમાંથી થોડાક નોકરોને ફરમાવ કે તારી સાથે સફરે આવે. માંરા દિલના દુઃખ સાથે હું હાલ એક નામું લખું છું અને તેઓની મિજલસ તરફ મોકલું છું. હું ઉમેદ રાખુ છું કે તુંને હું પાંછો તનદુરૂસ્ત જોઊં, કારણ કે તારા દેદાર જોવાથી મારૂ રોવાન રોશન રેહે છે."

## એરચે પોતાના ભાઇઓ આગળ જવું.

દુનિયાના પાદશાહ ફરીદુને ખાવરના મુલકના માલિક અને ચીનના સરદાર ઉપર એક પત્ર લખ્યો. પત્રની શરૂઆતમાં ખોદાતાલા ઉપર આફરીન કીધી કે જે પોતાની જગા ઉપર હમેશાં બરકરાર છે અને રેહશે, પછી તેને એ પ્રમાણે કહયું કે " આએ શિખામણથી ભરપૂર નામું, ખોરશેદ જેવા બુલંદ થએલા બે મરદો, બે જોરાવર, લડાયક, જમીનના પાદશાહો ઉપર છે, કે જોઓમાંનો એક ખાવરનો પાદશાહ છે, અને બીજો ચીનનો પાદશાહ છે. તે નામું એવા મરદ

તરફથી છે કે જેણે હર તરેહથી આ દુનિયાને અજમાવેલી છે અને જેની આગળ સઘળા ભેદ ભરમો ખુલ્લા થયેલા છે, જે તલવાર અને ભારી ગુરજનો ઉઠાવનાર છે, અને જે નામદાર તાજ ધરાવનાર પાદશાહોનો શીનગારનાર છે, જે રાતને રોશન દિવસમાં ફેરવી નાંખીને દેખાડનાર છે, અને જે ખજાનો ચિંતા અને ઉમેદનો ઉઘાડનાર છે, જેનાથી સઘળી મહેનત આશાન થઇ છે, અને જેનાથી રોશણી જાહેરમાં આવી છે. અને પોતાને નથી કોલાહ જોઇતી, કે નહીં એકઠો કીધેલો ખજાનો, કે નહીં તખત કે ગાહ. જે લાંબી રંજ મેં ખેંચી છે તે રંજ પછી, હું મારાં ત્રણ ફરજંદોને આરામ અને સુખ ઇચ્છું છું તમારો ભાઇ, કે જેનાથી તમારૂં દિલ દુ:ખી થયું છે, તે, જો કે તેણે કોઇને હાણી પહોંચાડી નથી, તોપણ તમારાં દુ:ખને ખાતર તમારા દીદાર જોવાની આરજુ રાખતો તમારી આગળ દોડતો આવ્યો છે. તેણે પોતાની પાદશાહી ફેંકી દીધી છે, અને જેમ નામદારોની રાહરસમને છાજે, તેમ તમોને વહાલા ગણ્યા છે. તે તખતપરથી નીચે ઉતર્યો છે, અને જીન ઉપર સ્વાર થયો છે, અને એ પ્રમાણે તમારી તાબેદારી માટે કમર બાંધી છે. તે તમારા કરતાં ઉમ્મરનો નાહાનો છે, માટે તમારી મેહેરબાની અને નવાજશને લાયકનો છે. માટે તેને ઇજત આપજો, તેનું હેત ખાજો, અને જેમ મેં તેના શરીરને ઉઘાર્યું છે તેમ તમો તેના જાનને ઉઘારી ખુશ રાખજો. જ્યારે તમારી આગળ રેહેવાના તેના થોડા દહાડા પસાર થાય, ત્યારે તે સદગુણીને મારી આગળ મોકળી દેજો."

પાદશાહના કાગળ ઉપર મોહર કરવામાં આવી અને એરચે પાદશાહના મેહેલમાંથી પોતાનો રસ્તો પકડયો. થોડાક જવાન અને બુઢા શખસો, જેટલા રસ્તાને માટે જરૂરના હતા, તેટલા લઇને એરચ નીકળ્યો. જ્યારે તે તેઓની ઘણી નજદીક જઇ પહોંચ્યો, ત્યારે તે તેઓના સીહા વીચારોથી વાકેફ ન હતો. પોતાના રિવાજ પ્રમાણે તેઓ તેને સામે લેવા આવ્યા અને એક નાકેથી બીજે નાકે સુધી લશ્કરને તેની આગળ ઊભું કીધું. જ્યારે પોતાના ભાઇનો ચેહેરો મેહેરબાંની ભર્યો જોયો, ત્યારે તેઓએ પોતાનો ચેહેરો વધારે સીહા જાહેર કીધો. બે ભાઇઓ લડાઇ સોધનાર હતા અને એક ભાઈ નેક ખસલતનો હતો. તેઓએ વાતચીત ચલાવી, કે જે વાતચીત તેઓની ખરી ખાએશ પ્રમાણે ન હતી. બે જણાના દિલે

કિનાથી ભરેલાં હતાં અને એકનું દિલ શાંત હતું. તેઓ ત્રણે જણા છાવણીમાં ગયા, તમામ લશ્કર એરચ તરફ નેગાહ કરવા લાગ્યુ, કારણ કે તે તખત અને કોલાહને લાયકનો હતો. તેની તરફના ચાહથી તેઓનું (એટલે લશ્કરનું) દિલ બેચેન રેહેવા લાગ્યું. તેઓનું દિલ, તેની મોહબતમાં, અને તેઓની બે આંખો, તેનો ચેહેરો જોવામાં મશગુલ રહ્યાં. લશ્કર બબેની જોડકી થઇને વિખેરાઈ ગયું અને સઘળાઓ છુપી રીતે એરચનું નામ, એવું કહીને યાદ કરા લાગ્યા કે "શાહનસાહી એને સજાંવાર છે, બુજર્ગીની કોલાહ એના સિવાય બીજા કોઇને ન હોતી." સેલમે બાજુએથી લશ્કર ઉપર નજર કીધી અને લશ્કરના એવા કામથી તેનું માથું ભારી (એટલે રજીદા) થયું. તે કિના ભર્યા દિલ સાથે, ખુન ભર્યાં જીગર સાથે અને ગુસ્સા ભર્યાં ભવાં સાથે, તંબુમાં આવ્યો. તંબુમાંથી તેણે મિજલસ ને બરખાસ્ત કીધી અને પોતે અને તુર પોતાના સલાહકારની સાથે બેઠા. દરેક બાબતની ઉપર, પાદશાહી અને તાજ, અને હર મુલક ઉપર વાતચીત ચાલી. વાતચીતમાં સેલમે તુરને કહયું કે, "આપણુ લશ્કર એકાએક બબેની જોડકીમાં શા માટે થઇ ગયું? રસ્તામાંથી પાછું ફરતી વખતે હું ધારૂં છું, કે તેં લશ્કર ઉપર નજર નહીં કીધી હતી, કે જ્યાં સુધી રસ્તામાંથી પસાર થતા હતા, ત્યાં સુધી તેઓમાંથી એક પણ જણે એરચ ઉપરથી પોતાની નજર ફેરવી નહીં. એસતેકબાલ લેવા જતી વખતે બેઉ પાદશાહોનું લશ્કર જૂદી તરેહનું હતુ, અને પાછું ફરતી વખતે જૂદી તરેહતું હતુ. એરચથી મારૂં દિલ સીહા થઇ ગયું હતું અને વિચાર ઉપર વિચાર મને આવવા લાગ્યા જ્યારે બેઉ મુલકના લશ્કર ઉપર મેં નજર કીધી, (ત્યારે મને લાગ્યું કે) હવે પછી તેઓ તેના સિવાય બીજા કોઇને પાદશાહ તરીકે પસંદ કરશે નહીં. અગરજો તેના બીજને તેની જગાએથી ઉખેડી નહીં નાંખશે, તો બુલંદીના તખ્ત ઉપરથી, તું નીચે પગ આગળ પડશે." એ પ્રમાણે વિચાર કરી તેઓ પોતાની જગ્યા એથી ઉઠયા અને આખી રાત તેનો ઇલાજ તૈયાર કરવા લાગ્યા.

# એરચનું પોતાના ભાઇઓના હાથ ઉપર માર્યું જવું.

જ્યારે આફતાબની સનમુખથી પડદો ઊઠી ગયો, રોશની ઉપર આવી, અને ઉંઘ દૂર થઈ (એટલે જ્યારે સહવાર પડી), ત્યારે આ બેઉ બેવકુફોનાં દિલ આ કામ કરવા માટે તલપતાં હતાં, કે બેઊ જણ પોતાની આંખમાંથી શરમને ધોઇ નાંખે. બેઉ જણ મગરૂરી ભર્યા શિરથી પોતાની જગાએથી નીકળ્યા અને (એરચના) તંબુ તરફ પોતાનું શિર ધર્યું. જ્યારે તંબુમાંથી એરચે રસ્તા ઉપર નજર કીધી, ત્યારે મેહેરબાની ભર્યાં દિલ સાથે તેઓ આગળ સેતાબીથી ગયો. તેઓ તેની સાથે તંબુમાં ગયા અને ઘણીક બાબદ ઉપર વાત ચીત ચાલી. તુરે તેને કહયું કે "જયારે તું હમારાં કરતાં નાહનો છે, ત્યારે શા માટે તું બુજર્ગીની કોલાહ પેહેરે છે? શું તને ઇરાન અને બુજર્ગોનું તખત જોઇએ અને હું તુરકસ્તાંનની સરહદ ઉપરે તાબેદારીની કમર બાંધીને ઉભો રહું? શું વડો ભાઇ ખાવરના મુલકમાં રંજ ખેંચે અને તુ માથાં ઉપર તાજ મેલે અને હાથ નીચે ખજાનો ધરાવે? જેહાંનજુઇ ફરીદુને આ પ્રમાણેની જે વાતની કરી છે, તેમાં તેણે સઘળી નાહના બેટા તરફ તરફદારી દેખાડી છે." જયારે એરચે તુરથી આવા સખુનો સાંભળ્યા, ત્યારે તેણે એક ઘણો ભલો જવાબ દીધો. તેનો તેણે કહયું કે "અએ કિર્તિવંત વડા ભાઇ! અગરજો તને તારાં દિલની ખાએશની મુરાદ હોય તો થંડો પડ. મને હાલ નથી જોઇતું પાદશાહી તાજ કે તખ્ત, નહી બુજર્ગિનું નામ કે નહી ઇરાનનું લશ્કર. મને નથી ઇરાન જોઇતું કે નહી ખાવર કે ચીન, નહીં પાદશાહી કે નહી આ બોહોળી પંથરાયલી જમીન. બુજર્ગી કે જેનું સેવત અંધકાર હોય તેવી બુજર્ગિ ઉપર તો રડવું જોઇએ. અગરજો બુલંદ આશમાન તારૂં જીન ધરાવે (એટલે જો તુ આશમાંન વટીકપર સ્વારી કરે), તો પણ સેવટે ઇતરડી તારૂં બીછાનું થઇ પડશે. અગજો ઇરાનનું તખ્ત મારા હાથ તળે હતું, તો હવે હું તાજ અને તખ્તથી ધરાયોછું. હું તમોને કોલાહ અને પાદશાહી મોહર સોંપી દઊછું, અને તમો મારો સાથે કાંઇ પણ કિનો ના રાખો. મને તમારી સાથે લડાઇ કે કજિયો કાંઇ નથી. મારી સાથે તમારે દિલ રંજીદા ન કરવું જોઇએ. તમોને દુ:ખ થાય તેવી રીતે જમાનાની સરદારી હું નથી માંગતો, કે જેથી હું તમારા દેદારથી દુર રેહું. કમીનાંપણા સિવાય મારો બીજો તરીકો નથીં- માણસાઇ દયા સિવાય મારીકોઇ બીજી દિન નથી.

જ્યારે તુરે એ સઘળા સખુનો સાંભળ્યા, ત્યારે તે સખુનો ઉપર ધ્યાન નહીં આપ્યું. તેને એરચના સખુનો પસંદ નહીં આવ્યા, અને તેની આવી મિત્રાચારીભરી વર્તણુક તેની નજરમાં કિમતિ ન લાગી. તે ખુરસી ઉપરથી ગુસ્સામાં ઉઠયો અને બોલવા લાગ્યો અને હરપળે કુદવા લાગ્યો. એકાએક તે બેઠકની જગ્યા ઉપરથી ઊઠયો અને તે ભારી સુનેરી ખુરસી હાથમાં લીધી અને તે તાજદાર શાહજાદાના માથામાં મારી શાહજાદા એરચે પોતાના જાન માટે માફી માંગી. તેણે કહ્યું "તને ખોદાતાલાનો કાંઈ ડર લાગતો નથી? તું બાપની કાંઈ શરમ રાખતો નથી? શું એમજ તારો વિચાર છે? તું મને ના મારી નાંખ. નહીં તો કામની સેવટે ખોદાતાલા મારૂં લોહી રેડવા માટે તને આજાબ દેશે તું પોતાને ખુનીઓમાંનો એક ના કર, કારણ કે હવે પછી તું મારી કાંઇ પણ નિશાન નહીં જોશે. શું તું પસંદ કરે છે અને કબુલ થાય છે કે તું પોતે જાન ધરાવે છે અને બીજાનો જાન છીનવી લે? એક દાનો બેચ-ાર કીડીને પણ આજાર ના દે, કે તેને પણ જાન છે, અને તેનો જાન (તેનાં મનથી) મીઠો છે. આ દુનિઆમાં હું એક ખુણો પસંદ કરીશ અને કોશેશ કરી મારો ખોરાક મેળવીશ. ભાઇનું ખુન કરવા તું શા કાજે કમ્મર બાંધે છે? અને બુઢા બાપનું દિલ શાને માટે બાળે છે? તું દુનિઆનો મુલક માંગતો હતો તે તને મળ્યો. માટે હવે લોહી ના રેડ, અને જેહાનદાર ખોદા સાથે કજીઓ ના કર."

તુરે ઘણાક સખુના સાંભળ્યા, ત્યારે જવાબ નહીં આપ્યો. તેનુ દિલ ગુસ્સા ભર્યું હતું અને તેના માથામાં પવન હતો. તેણે મોજાં માંથી ખંજર ખેંચી કહાડયું અને તેના માથાંથી તે પગ સુધી લોહીની ચાદર ખેંચી કહાડી, અને પોતાના ઝેહેરી પાણી પાયલાં તેજ ખંજરથી તેની બાદશાહી છાતી ચીરી નાંખી. તે સાધ્ધું સર્વ નીચે પડયું અને તે બાદશાહી કમરગાહ ચાક ચાક થઇ ગયું. તેનાં અર્ગવાન રંગનાં ચેહેરામાંથી લોહી વેહેવા લાગું અને તે નામવર જવાન શેહનશાહ મરણ પામ્યો. તેણે તેનાં હાથી જેવાં શરીર ઉપરથી તેનુ તાજદાર માથું ખંજરથી જુદૂ પાડયું અને સઘળું કામ ઊંધું વળ્યુ- ઓ જહાન! તેં તેને તારી છાતી ઉપર ઊધાર્યો, પણ ત્યાર પછી તેના તનને તેં સલામત નહીં રાખ્યો. હું જાણુતો નથી કે છુપી રીતે તારે

દોસ્ત કોણ છે. તારૂં જે કાંઈ જાહેર છે તે ઉપર રડવું જોઈએ. ઓ અજાયબીમાં ગભરાઈ ગયલા મરદ ! તું જેનું દિલ આ દુનિઆને ખતર દુઃખ અને દરદ ભર્યું થયું છે અને આ પાદશાહોની માફક કિનો લેવામાં અજાયબીથી ગરકાવ થયું છે, તે આ બેઉ જુલમગારોથી ધડો લે. તે ભાઈએ તે (એરચ) નાં માથાને કસ્તુરી અને અબીરથી ભર્યું, અને જેહાન બખ્શ બાપની આગળ મોકલ્યું, અને કેહેવાડયું કે, "લે, આ તારા નાજમાં (ઉધરેલા છોકરા) નું માથું, કે જેની ઉપર અમારા નેઆગાનોતું તાજ ખુલ્લું મેલવામાં આવ્યું હતું. હવે ગમે તો તેને તાજ આપ કે ગમેતો તખત આપ." ને છાયો આપનાર કેઆની ઝાડ (એરચ) કરમાઈ ગયું. તે બેઉ બેદાદ કંગાળ (ભાઇઓ) પાછા [1]ફર્યા. એક ચીન તરફ ગયો અને બીજો રૂમ ભણી ગયો.

## ફ્રીદુને એરચનાં માર્યા જવા માટે ખબર મેળવવી.

ફ્રીદુને બેઉ આંખો (એરચની) રાહ જોવા ઉપર રાખી હતી. લશ્કર અને કોલાહ તે શાહજાદા માટે આરજુમંદ હતાં. જ્યારે શાહજાદાનો પાછો ફરવાનો વખત થાયો, ત્યારે બાપ તે (નાં ખુનના) બનાવથી વાકેફ કયાં થયો હતો ! તેણે શાહજાદા માટે પીરોજાતું તખ્ત બનાવ્યું અને તાજમાં ગોહરો જડયાં. તેને એસતેકબાલ લેવા જવા માટે તેઓએ તૈયારી કીધી અને શરાબ અને વાજીંત્રો અને રાંમશાગરોને બોલાવ્યાં. તેઓ ઢોલ અને તેને લાયકનો હાથી આગળ લઇ ગયા અને આખા મુલકમાં સણગાર કીધો. પાદશાહ અને લશ્કર એ (ગેહવણ) માં હતા તેવામાં રસ્તામાથી એક સીહા ગેરદ ઉઠી. તે સીહા ગેરદમાંથી એક સાંહાનસી બહાર નિકલી આવી, કે જેના ઉપર એક સવાર દલગીરી ભર્યો બેઠો હતો. આએ શોક ભર્યા મરદ તરફથી (શોકનો) પોકાર ઉઠયો. તેની છાતી ઉપર એક સોનેરી તાબુત હતું. તે સોનેરી તાબુતની અંદર રેશમી કપડું હતું અને તેની અંદર એરચનું માથું મેલેલું હતું. પેલો નેક મરદ (કાસદ) રડણ અને જારી કરતા ફીકા ચેહેરા સાથ ફ્રીદુનની આગળ આવ્યો. તે સોનેરી તાબુત ઉપરથી તખતો ઊંચકી નાંખ્યો, કારણ તેઓએ તેના શબ્દો બુરા ધાર્યા.[2] જ્યારે તાબુતમાંથી

---

૧ બેરફ્તન્દ બાજ આન દુબીદાદ સુમ.

૨ એટલે તેઓએ તેહતું કહયું માન્યું નહીં કે કદાચ તે ખોટું બોલતો હશે.

રેશમી કપડું ઉઠાવ્યું ત્યારે એરચનું કાપેલું માથું નજરે પડયું. ઘોડા ઉપરથી ફરીદુન જમીન ઉપર પડયો અને તમામ લશ્કરે પોશાક ફાડી નાખ્યો. તેઓના ચેહેરા સીહા થઇ ગયા અને તેઓની આંખો સફેદ થઈ ગઇ, કારણ કે તેઓને જુદીજ રીતનો દેખાવ જોવાની ઉમેદ હતી. જ્યારે શાહજાદો એ પ્રમાણે સફરથી પાછો ફર્યો, ત્યારે લશ્કર તેની મુલાકાતથી એ પ્રમાણે પાછું ફર્યું. વાવટો ફાડી નાંખ્યો હતો અને ઘોલને ઊંધું નાખ્યું હતું અને સઘળા નામદારોના ચેહેરા અબનુસના જેવા (કાલા) થયા હતા. તેઓએ (શોકની નિશાની તરીકે) ઘોળો અને હાથીઓના ચેહેરા કાળા કર્યાં અને અરબી ઘોડાઓની ઉપર ગળી છાંટી સરદાર (ફરીદુન) પાંઊ પીઆદો અને લશ્કર પણ પાંઊ પીઆદુ, એ પ્રમાણે ધુળ ભર્યાં માથાં સાથે તેઓએ રસ્તો ધર્યો. પેહેલવાનો દલગીરીથી પોકાર કરતા હતા અને બહાદુર મરદો પોતાની બાજુંએથી માસ ઊખેડી કહાડતા. આ જમાનાની મેહરબાની માટે તું કાંઇ પણ ગુમાન ના રાખતો કારણ કે કમાનમાં સીધાપણું ઠીક નહીં ગણાય[1] આપણી ઉપર આસમાન એજ પ્રમાણે ફરે છે તે (મેહેરબાનીનો) ચેહેરો હજુર દેખાડશે નહી તેટલા છીનવી લેશે. જો તું તેને દુશમન તરીકે ગણશે તો તે તેને મેહેરબાની દેખાડશે. પણ પણ જો તું તેણે દોસ્ત ગણશે, તો તેનો ચેહેરો પણ જોવા પામશે નહીં. હું તને એક સારી શીખામન આપું છું. (તે એ કે) દુનિઆની મેહેરથી તારે દિલને ધોઇ નાંખવુ જોઇએ.

લશ્કર જખમી દિલ સાથે અને પાદશાહ શોક કરતો, એમ તેઓ એરચના બાગ ભણી ગયા. જે દિવસે પાદશાહોનો જશનનો દહાડો હોતો, તે દિવસે ઘણું કરીને તેની જશનની ખુશાલી કરવાની જગ્યા ત્યાં (બાગમાં)હતી. ફરીદુન, જવાન શાહજાદાનું માથું પોતાની છાતી ઉપર ધરીને રડતો ત્યાં આવ્યો. તેનાં પાદશાહી તખત ઉપર નજર કીધી અને શાહજાદાનાં તાજ વગરનાં માથાં ઉપર નજર કીધી અને પાદશાહી હોજ અને સીધ્ધાં સરોવર અને ફુલ આપનાર ઝાડ અને બીડ અને શફરજનનાં ઝાડ, એઓ ઉપર નજર કીધી. તેણે (એરચનાં) તખત ઉપર સીહા આક છાંટી અને લશ્કરનાં રડણનો પોકાર છેક સાતમા આમમાન સુધી પુગ્યો. તે રડણ કરતો અને બાજ્ઞ પીખતો; તે આંસું રેડતો અને મોંહ પીખતો. તેણે લોહી ભર્યાં કમરબંદથી પોતાની કમર બાંધી-

૧ એટલે જેમ એક કમાનની ખાશીએતજ છે કે વાંકું રહેવું, તેમ આ જમાનાની ખાશીઅત છે કે કોઇપર જાથુક મેહેરબાન નહીં રેહેવુ.

અને (એરચની) બેઠકના મેહેલને સળગાવી દીધો. તેના ગુલાબના બાગ ને ઉખેડી નાંખ્યો અને સર્વના ઝાડોને બાળી નાંખ્યાં અને ખુશાલી ની ચશમો તમામ બંદ કરી નાંખી. એરચનાં માથાંને પોતાની છાતી એ લગાડીને અને પોતાનું માથું પરવરદેગાર તરફ કરીને તે બોલ્યો કે ઓ દાવરે દાદગર ! આ બીગુનાહ માર્યા ગયલા ઉપર નજર કર. ખંજ-રથી કપાયલું તેનું માથું મારી આગળ છે. અને તેનાં શરીરને તે અન-જુમનનાં (એટલે તુર અને સેલમના મુલકના) વાઘોએ ખાઇ નાખ્યું છે. એ બેઉ બેદાદ શખસોનાં દિલ તું એવી રીતે બાળી નાંખ કે તેઓ અંધકારના દિવસો સિવાય બીજું કાંઇ નહીં જોએ. અંતઃકરણના ડંખ થી તેઓને એવા જખમી કર, કે જંગલી હેવાનો પણ તેઓની દયા ખાય. ઓ દાવરે કેરદેગાર ! હું ઇચ્છું છું કે જમાનાથી હું એટલી લાંબી સલામત જીંદગી પામું, કે એરચના તોખમથી હું એક નામવરને તેના કિના ઉપર કમર બાંધેલી જોઉં. જે પ્રમાણે એ બીગુનાહનું તેઓ એ માથું કાપી નાખ્યુંછ, તેમ તે એ બેઉ બીદાદગરોનું માંથુ કાપી નાખે. જયારે હું એ પ્રમાણે જોઇરહું, ત્યારે તે પછી મને લાજેમ છે કે ખાક મારા શરીરને પાંમે. એ પ્રમાણે તે એટલો બધો વખત સુધી જારી કરી રડયા કીધો કે તેની નજદીકમાં (તેનાં આંસુનાં પાણીથી) ઘાસ ઉગી નિકળ્યું. જમીન તેનો બિસતરો હતો અને ખાક તેનો તકીઓ હતો. (રડતાં રડતાં ) જહાનને જોનારી તેની રોશન આખો ઝાંખી થઇ ગઇ. તેના દરબારના દરવાજા બંધ હતા અને તેની જબાન ખુલ્લી હતી. તે જારી કરતો બોલતો હતો કે " ઓ જવાન પેહેલવાન ! તાજદાર પા-દશાહોમાંથી કોઇ એ પ્રમાણે નથી મરણ પામ્યો, કે જેમ ઓ નામન ઉ-દાવનાર પેહેલવાન ! તું મરણ પામ્યો છે. આહરીમને કંગાળ રીતે તારૂ માથું કાપી નાખ્યું છે અને વાઘોનું તાળવું તારાં શરીરનું કફન થઇ પડયું છે. તેના પોકાર અને શોક અને આસુ ભરી આંખોએ સઘળાં જાનવરોનાં પણ ઊંઘ અને આરામ છીનવી લીધો હતો. તેના સઘળાં મુલક માં મરદો અને ઓરતો દરેક જગ્યાએ મીજલસ કરી ભેગાં મલતાં. અને સઘળાંઓ આંસુ ભરી આંખ સાથે અને લોહી ભર્યાં દિલ સાથે ગમ અને દરદમા ગીરફતાર થઇ બેસતાં એ પ્રમાણે કેટલા બધા દહાડા તેઓ એ પસાર કીધા અને જીંદગીને મોત જેવી ગણવા લાગ્યાં !

---

૧ એટલે હું મરણ પામુ,

## એરચની છોકરીનો જન્મ થવો.

એ બાબદ ઉપર વળી કેટલાક દહાડા ગુજરી ગયા, અને પાદશાહે એરચનાં જનાનખાનાં ઉપર નજર કીધી. ફરીદુન જનાનખાનાંમાં બધે બધ ફર્યા અને સઘળી માહાતાબ રૂપીઓ આગળ ફરી વળ્યો. તેણે એક ખુબસુરત માનિતી ઓરતને જોઈ, જેનું નામ મહા-આફ્રીદ હતુ અને જેની ઉપર એરચ ઘણી મેહેરબાની રાખતો હતો. નસીબ જોગે તે ઓરત એરચથી હમેલદાર હતી. તે પરીચેહેર સ્ત્રીનાં પેટમાં બચ્ચું હતું, તેથી જેહાનનો પાદશાહ ખુશી થયો. તે ખુબસુરત ચેહેરા (ની સ્ત્રી) થી તેનું દિલ ઉમેદ ભર્યું થયું અને બેટાનો કિનો લેવા બાબે તેણે પોતાનાં) દિલને ખુશ ખબર આપી. જયારે જન્મ આપવાનો વખત જાહેર થયો, ત્યારે માહાઆફ્રીદથી એક બેટીનો જન્મ થયો, અને પાદશાહની થોડા વખતમાં પાર પડવાની ઉમેદ લાંબા વખતપર ગઇ. તેણે તેણીને લાડ અને નાજ સાથ ઊધારી. સઘળાં માણસો તેણીને તપાશીને ઉધારવા લાગ્યાં અને તેણીનું તન નાજ અને બુજોર્ગી સાથ ઊછરવા લાગું. માથાથી તે પગ સુધી તે લાલારૂખ જાણે આબેહુબ એરચ હતી. જયારે તેણી ઉધરી આવી અને ખાવીંદ કરવાનો તેણીનો વખત આવ્યો, ત્યારે તેણીનો ચેહેરો પરવીનના સેતારા જેવો અને તેણીના બાલ તારની માફક કાલા થયા. તેણીના બપાવાએ તેણીને અદરાવી. તેણીના ખાવિંદનું નામ પશંગ હતું. તેના સાથ તેણીને પરણાવી અને એ (બનાવ) ની ઉપર લાંબો વખત ગુજરી ગયો, પંસગ તેના ભાઇનો છોકરો થતો હતો. તેથી તેની ઓલાદ ઊંચા તોખમની હતી. તે પાદશાહ જમસેદના તોખમનો એક પેહેલવાન હતો, અને પાદશાહી તખ્ત અને ગાલાહને લાયકનો હતો, ફરીદુને તેણીને તે નામવર ધણી સાથે પરણાવીં અને એ બાબદ ઉપર કેટલોક વખત ગુજરી ગયો.

## મીનોચેહેરનો માએને પેટે જન્મ થવો.

જયારે બલ્ન (આસમાનનું) ચક્કર નવ માહ ફર્યું, ત્યારે જો કે તેણે ઉપર શું અજાયબી દેખાડી. તે હુનરમંદ માહતાબ રૂપી નારે એક છોકરાનો જન્મ આપ્યો, કે જે સર્વ રીતે તાજ અને તખ્તને લાયકનો હતો. જેવો તે મેહરબાન મા (નાં પેટમાં) થી જુદો પડયો, કે તેવોજ તેને પાદશાહની આગળ તુરત લઇ ગયા. લઇ જનારે તેને કહયું કે "અએ તાજવર પાદશાહ! તારાં દિલને એકદમ ખુશ કર અને એરચ ઉપર નજર કર." જહાનબખ્શ પાદશાહના હોઠો હસતા થયા.

તુ કહેશે કે જાણે તેનો એરચજ જીવતો થયો. તેણે તે નામદાર બાલકને છાતીએ દાબ્યું અને ખોદા તાલાની બંદગી કીધી કે "હું ઈચ્છું કે મારી આંખ હોતે અને ખોદાતાલા મને એ (બાલક) નો ચેહેરો દેખાડતે." તેણે દુનિયાને પેદા કરનાર સાહેબની યાદ કીધી તેથી તે સાહેબે બખશેશ કીધી અને તેની આંખો તેને પાછી આપી. જયારે ફરીદુને રોશન જેહાનને જોઈ, ત્યારે આ નવા અવતરેલા બાલક ઉપર તુરત નજર કીધી અને બોલ્યો કે "આએ રોજ મુબારક હોજો અને મારૂં બુરૂં ઇચ્છનારાઓનાં દિલ જખમી થયલાં થજો" તેણે રોશન શરાબ અને કિમતિ જામ હાજર કીધાં અને આ મીનોઇ ચેહેરા (વાળા બાલક) ને મીનોચેહેર નામ આપ્યું તે બોલ્યો કે "પાક માત અને પિતાથી એક લાયક ડાંખળી ફલવંતી થઇ છે. તેણે તેને એવી રીતે ઉછર્યો કે વાતાવરણનો પવન વટીક તેની ઉપરથી પસાર થઇ શકતો ન હતો. જે નોકર તે (બાલક) ને ઉઠાવતો તે જમીન ઉપર પગે કદી પસાર થતો હતો. નહીં. તેના પગ નીચે હમેશાં સ્વચ્છ કસતુરી રેહતી અને તેનાં માંથા ઉપર હમેશાં દીબાનું છત્ર રેહેતું. એ પ્રમાણે ઘણાક વર્ષો પસાર થયાં અતે સેતારાથી તેની ઉપર કાંઈ હાનિ પોંહોંચી નહીં જે હુનરો પાદશાહોને ઊપયોગી હતા, તે તે નામવર પાદશાહે તેને શિખવ્યા. જયારે પાદશાહને આંખ અને દિલ (ની હુશિયારી) પાછા આવ્યાં ત્યારે વળી કુલ દુનિયા પણ (ખુશાલીના) અવાજ ભરી થઇ.

બપાવાએ સોનેરી તખત અને ભારા ગુરજ અને સરદારોનું પીરોજાનું બનાવેલું તાજ, સોના અને ગહવેરના ખજાનાની કુંચી, તખત અને ગલેબંદ, કોલાહ અને કમરબંદ, તરેહવાર રંગના દીબાનાં કપડાંની છાવણી, કેટલાક વાઘના ચામડાના બનાવેલાં તંબુઓ, શું સોનેરી લગામ સાથેના આરબી ઘોડા કે શું સોનેરી મેઆન સાથેની હિંદી શમશેર, શું લડાઇનાં વસ્ત્રો, ટોપીઓ અને બખતરો અને બંદોના ગાંઠ તોડી નાખનારી ચીજો, ચાચના મુલકમાં બનાવેલાં[1] કમાન અને ખદન્ગના લાકડાનાંતીર, ચીનાઇ મેઆનો અને લડાઇના ભાલાઓ એ (સર્વ મીનોચેહેર)ને આપ્યાં. એ પ્રમાણેનો શણગારેલો ખજાનો, કે જે ઘણી મેહેનતે એકઠો કીધેલો, તે સઘળો તેણે મીનોચેહેરને લાયકનો જોયો. તેણે પોતાનું દિલ તેની મોહોબતથી ભરપૂર જોયું. તેણે લશ્કરના પેહેલવાનોને અને મુલકના નામદારોને ફરમાવ્યું, તેથી તેઓ તેની પાસે આવ્યા.

૧ ચાંચનો મુલક, તુકસ્તાનમાં આવ્યો છે. તયાંની કમાનો વખણાયલી છે.

સઘળાઓ દિલમાં (એરચના ખુન માટેનો) કિનો શોધતા આવ્યા. તેઓએ તે (મીનોચેહેર) ની ઉપર પાદશાહ માફક આફ્રીન કીધી અને તેના તાજને પોખરાજથી વધાવી લીધું. આ નવા તરીકાના જશનને દહાડે અને આએ બુજોર્ગ દહાડે દુનિયામાં મેંઢું વરૂનું સાથી થયું[1]. સરદારો, જેવાકે કાવેહનો છોકરો કારૂન, અને સેપેહસાલારો, જેવાકે ફાડી ખાનારા શેરની મિસાલનો શીરોએ, જેવા કે તલવારનો મારનાર ગરદનનો ઊઠાવનાર કેરશાસ્પ, અને અનજુમનનો પેહેલવાન સામ નરીમાન, કોબાદ, અને સોનેરી કોલાહ સાથેનો કેશવાદ અને દુનિયાને પનાહ આપનાર ઘણાક નામદારો (એઓ સઘળા ભેગા મળ્યા.) જ્યારે લશ્કરનું કામ તમામ થયું ત્યારે સઘળાં ટોળામાં પાદશાહનું સર બુલંદ થયું.

## સેલમ અને તુરનું મીનોચેહેરથી વાકેફ થવું.

સેલમ અને તુરને એ ખબર મળી કે તે (ઇરાનનું) શાહનશાહી તખત રોશન થયું છે. તે બેઊ બીદાદગરોનાં દિલ ધાસ્તી ભર્યાં થયાં કે (હવે તેઓનો) સેતારો પડતીપર આવ્યો. તેઓ બેઊ પૂર વિચારમાં બેઠા અને એ જુલમગારોનો દહાડો સીહા થયો. એકાએક તેઓએ એ બાબત ઉપર ચોકસ વિચાર કર્યો, કે એ બાબતનો તેઓએ ઇલાજ શોધવો જોઇએ, અને ફરીદુન તરફ તેઓએ કોઇને માફી ચાહવા માટે મોકલવો જોઇએ, કારણકે બસ એજ ઇલાજ રહયો હતો. તે બેઊ જણાએ પોતાના લોકોમાંથી એક પાક દિલ અને તેજ જબાનવાળા મરદને શોધી કાઢયો. તે વિચાર, હોશ અને સાલસાઇવાળા મરદને તેઓએ આજેજી સાથે[2] ઘણીક દિલસોજી સાથે (કેટલીક વાત) કહી. જ્યારે પડતીની ધાસ્તી આગળ આવેલી જોઇ, ત્યારે ખાવરના મુલકનો ખજાનાનો દરવાજો ઉઘાડયો. પુરાણા ખજાનામાંથી સોનેરી તાજ મંગાવ્યું અને હાથીઓની પીઠો સિંગારી. ગાડાંઓમાં શું કસ્તુરી કે અબીર, શું દીબા કે દીનાર, શું રૂવાં કે રેશમ, એ સર્વ ભર્યાં, અને રંગ અને ખુશબો સાથેના કદાવર હાથીઓ સાથે ખાવરના મુલકથી ઇરાન ભણી સર્વેએ રસ્તો ધર્યો. પાદશાહ (ફરીદુન) ની દરબારમાં જે કોઈ હતા તે સર્વ માટે યાદગારી તરીકે કાંઇ ભેટ મોકલી. જ્યારે (ભેટ સોગાદ માટે તૈયાર કરવાના) સામનથી તેઓનું દિલ ફારેગ થયું, ત્યારે પેલો કાસદ

---

૧ મેંઢું અને વરૂ એક આવારે પાણી પીએ, એવી રીતનો ઇનસાફ ચાલુ થયો.

૨ બે ગોફતંદ બા લાબ બીસ્યાર ગર્મ.

તૈયાર થઇને આવ્યો. તેઓએ તેને ફરીદુન માટેનો પેગામ આપ્યો. પેહેલ વેહેલાં તેઓએ જેહાનદાર ખોદાનું નામ લીધું. (પછી કહયું) કે "બહાદુર ફરીદુન લાંબો વખત જીવતો રહેજે કે જેને ખોદાતાલાએ પાદશાહી ઓરંગ આપ્યું છે. તેનું સર આબાદ રેહેજો અને તેનું શરીર તનદુરસ્ત રેહેજો. તેના મનની મોટાઇ (આસમાનના) બુલંદ ચક્કરથી વધારે બુલંદ રહેજો. બેઉ ગુલામો (તારા બેટાઓ) તરફથી આએ બુલંદ શાહનશાહી દરગાહમાં હું પેગામ લાવું છું[1] (ઓ પાદશાહ!) તું જાણુકે તે બેઉ બદખાહ બીદાદગરો બાપની શરમથી આંસુ ભરી આંખો સાથે પશેમાન થઈને અને ગુનાહ ભર્યા દિલના ડંખ સાથે માફીની તરફનો રસ્તો મેળવે,[2] કારણકે (હવડાં સુધી) તેઓને આશા નહીં હતી કે તેઓનું (માફી વિષે) બોલવું કોઇ સાંભળી શકશે. અક્કલના જાણકારોએ શું કહયું છે? (તેઓએ કહયું છે) કે જે કોઈ બૂરૂં કરે છે, તે તેનો બદલો પામે છે. તેઓ દલગીર અને દરદ ભર્યાં દિલ સાથે રહે છે, કે જે પ્રમાણે ઓ પાદશાહી તોખમના મરદ! અમો રહયા છઇએ. અમારી સરજતમાં એ પ્રમાણે લખેલું હતું અને લખેલી રીત પ્રમાણે બનાવ બન્યો છે. જેહાનનો નાશ કરનાર સિંહ અને દલેર અઝદહા વટીક સરજતની જાળમાં છુટકારો મેળવતા નથી. વળી બીજું એ કે નાપાક દેવનાં ફરમાનો ખોદાતાલાની ધાસ્તીથી દિલને દૂર રાખે છે. તેની શિખવણી અમારી ઉપર એટલી બધી તો ફાવી, કે અમો બેઉ ડાહયાઓનાં મગજ તેનું મકાન થઇ પડયાં. તાજવર પાદશાહથી અમો આશા રાખીએ છીએ કે અમોને માફી બખશે, જો કે અમારો ગુનાહ ઘણો મોટો છે. તેનો મૂળ પાયો અમારી નાદાનીપર રચેલો છે. અમારૂં બીજું બહાનું આ બુલંદ આસમાન (એટલે અમારી સરજત) છે કે જે, કોઈ વખત પનાહ આપે છે ને કોઇ વખત દુઃખ લાવે છે. ત્રીજું (બહાનું) દેવ છે કે જે એક તેજ ઘોડાની માફક (આ જેહાનને) દરમ્યાન (ફરતો ફરે છે અને) દુઃખ દેવાને માટે કમર બાંધેલી રાખે છે. અગર પાદશાહનું સર અમારી ઉપર કિનો લેવાથી નિરાળું થાય અને અમારી સાફ દયાનત તેને રોશન થાય, તો અમો ખાહેશ કરનારાઓ તરફ મીનોચેહેરને મોટાં લશ્કર સાથે મોકલવો, કે અમો ગુલામો માફક તેની આગળ હમેશ સુધી ફરમાનબરદાર ઊભા રહીએ. એ પ્રમાણે હમારો વિચાર છે. કદાચ

[1] કાસદે ફરીદુનનું મન મનાવા કેવી રીતે પેગામ કહેવો તે અંહી જણાવે છે.
[2] એટલે તું બખશકે તેઓ માફી મેળવે.

તે ઝાડ, કે જે કિનાથી ઊગી નીકળ્યું છે, તેને અમો અમારી બે આંખોના આંસુથી ધોઇ નાખી શકીશું. અમો સેતાબ કરીએ છીએ (એટલે અમો તૈયાર છીએ) કે તેને (મેહેમાનદારી માટે) પાણી આપીએ અને રંજ ખેંચીએ.[૧] જ્યારે તે (મુસાફરીના થાકથી) તાજો થશે ત્યારે અમો તેને તાજ અને ખજાનો આપીશું."

## ફરીદુન આગળ છોકરાઓએ પેગામ મોકલવો.

પેલો કાસદ પોતાના પેગામથી ભરપૂર દિલ સાથે આવી પહોંચ્યો, કે જે (પેગામના) સખુનનું નહીં કાંઈ ધડ કે નહીં કાંઇ પુછડું તેણે જોયું. તે હાથી અને ખજાનો અને માલ સાથે તૈયાર થઈ પાદશાહની દરગાહમાં આવી પહોંચ્યો. જ્યારે ફરીદુનને ખબર પડી, ત્યારે તેણે ફરમાવ્યું, તેથી શાહનશાહી તખત રૂમી દીબાથી શિંગાર્યું અને કેઆંની કોલાહ શિંગારી. પીરાજાના તખતની ઉપર, સીધ્ધાં સરવની માફક પાદશાહ બેઠો હતો. ગોયા તેના માથા ઉપર ફરતો ચાંદ હતો. તે તાજ અને ગલેબંદ અને કાનના લુલક સાથે, જેમ પાદશાહને છાજે તેમ (શિંગાર સાથે બેઠો હતો). પાદશાહના એક હાથ ઉપર બખતાવર મીનોચેહેર માથા ઉપર કોલાહ પેહેરી બેઠો હતો. બેઉ બાજુ ઉપર બુજોર્ગોએ હાર ખેંચી હતી. તેઓ પગથી તે માથા તલક તમામ સોનાથી રંગીન થયલા હતા. તેઓ સોનેરી ગુરૂજ અને સોનેરી કમરબંદ સાથે હતા, અને જમીન તમામ ખોરશેદના રંગની થઇ ગઇ હતી. એક હાથ ઉપર સિંહ અને વાઘોને બાંધેલા હતા અને બીજા હાથ ઉપર મસ્ત લડાયક હાથીઓ બાંધેલા હતા. બહાદુર શાપુર મેહેલમાંથી બહાર આવ્યો અને સેલમના કાસદને આગળ લઈ ગયો. કાસદે જ્યારે પાદશાહની દરગાહ જોઈ, ત્યારે રસ્તામાંથી પાંઉ પીઆદો થઇ શેતાબ દોડતો આવ્યો. જ્યારે તે ફરીદુન પાદશાહની નજદીક આવ્યો અને તેનું બુલંદ તાજ અને તખત જોયું, ત્યારે તેની આગળ ઊંચેથી સર નીચે નમાવ્યું અને જમીન ઉપર પોતાનો ચેહેરો ઘસડયો. દુનિયાની ઉપર પાદશાહી કરનાર બુજોર્ગ પાદશાહે એક સોનેરી ખુરશી ઉપર જગ્યા લેવાને તેને ફરમાવ્યું. તે કાસદે પાદશાહ ઉપર આફરીન કીધી કે "અએ તાજ તખત અને નગીનાને શોભા આપનાર! તારા તખતના દરજજાથી જમીન ગુલાબના બાગની મિસાલે છે, અને તારા તખતની બુલંદીને લીધે જમાનો

[૧] જો "આબે રંજ" લઇએતો તેની રંજ અને થાક ઊતારવા પાણી આપીએ.

રોશન છે. અમો સઘળા તારા પગની ખાકના ગુલામ છઇએ. અમે સઘળા તારે ખાતર જીવતા છઇએ." જ્યારે પાદશાહે એ દુઆથી ચેહેરો ખીલ્યો, ત્યારે કાસદે તેની આગળ મેહેર પાથરી[૧]. તે ઘણી હોશવાળા મરદે પોતાની જબાન ખોલી અને જેહાનદાર પાદશાહે તેની ઉપર કાન ધર્યા. તેણે બેખુની (ભાઈ) ઓનો પેગામ કહેવા માંડયો અને સઘળી ખરી વાતો છુપાવવા માંડી. બૂરાં કામોની માફ માગવી, મીનોચેહેરને પોતાની આગળ બોલાવવો, તેની આગળ ગુલામ માફક કમર બાંધવી, તેને બુજોર્ગીનું તાજ અને તખત સોપવું, દીબા, દીનાર, ખજાનો અને ગોહરથી તેના બાપનું ખુન પાછું ખરીદવું, (એ બાબતનો સેલમ અને તુરનો પેગામ કાસદે કહયો, અને સરદાર પાદશાહે સાંભળ્યો. અને તેનો જવાબ સઘળા) ભેદોની કુંચી થઇ પડયો.

## ફરીદુને પોતાના બેટાઓને જવાબ કેહેવાડવો.

જ્યારે દુનિયાના માલિક પાદશાહે પોતાના બેઉ નાપાક વિચારના ફરજંદોનો પેગામ સાંભળ્યો, ત્યારે તેણે પેલા ચઢતે દરજ્જેના મરદ (કાસદ) ને વિગતે કહયું કે "ખોરશેદને તું કેમ છુપાવી શકશે? તે બેઉ નાપાક મરદોનાં દિલનો ભરમ ખોરશેદ કરતાં વધારે ખુલ્લો જાહેર પડયો છે. તેં જે સખુનો કહયા છે તે મેં સાંભળ્યા છે. તેનો જે જવાબ તું શરૂઆતથી સાંભળે, તે ઉપર ધ્યાન પહોંચાડ. તે બેઉ નાપાક વિચારના બેશરમોને, તે બેઉ બેદાદ બૂરી મેહેરવાળા નાપાકોને, તું કહેકે તેઓના બેહુદા સખુનો કાંઈ કામના નથી. એ બાબત ઉપર હું પણ કેટલાક શબ્દો તુંને કહુંછું, કે જો મીનોચેહેર માટે તમારી મેહેરબાની બરપા થઇ છે, તો તમારા નામવર એરચનું શરીર કયાં છે કે જે જાનવરોનાં મોહમાં બે માલૂમ થયું અને તેના માથાને એક સાંકડા તાબુતનુ સાથી બનાવ્યું?[૨] હાલ જ્યારે તેઓ એરચથી પરવાર્યા છે ત્યારે મીનોચેહેરનું ખુન કરવાનો ખ્યાલ કરે છે. પણ તમો તેના ચેહેરાને જોશો નહીં સિવાય કે એક લશ્કર સાથે, માથા ઉપર મેલેલી પોલાદની કોલાહ સાથે, ગુરૂજ અને ગાવ્યાની વાવટા સાથે, અને ઘોડાની નાળથી ભુરારંગની બનેલી જમીન સાથે. લડાઇ શોધનાર કારૂન

૧ પાદશાહ તરફ મોહબત દેખાડી. મોહલ પ્રમાણે "દીકરાઓ તરફની મેહેરબાનીની ભરી ભેટ રજુ કીધી."

૨ એટલે તેના શરીરને જાનવરોને ભક્ષ કરવા આપ્યું અને તેનું માથું એક સંદુકમાં મેલ્યું.

જેવા સરદારો, નસ્તુના શાપુર જેવા સેપાહોને મદદ આપનારાઓ, અને એક હાથ ઉપર જંગી શીદુસ અને સિંહને મારનાર શીરૂઇ જેવા રેહેનુમાઓ, અને તલીમાનના પાદશાહ અને યમનના સરવ જેવાઓ (એવા સરદારો સાથે), અને તેની હરોલમાં ડહાપણ ભર્યા સીપાહો સાથેજ (તમો તેને જોશો). જે ઝાડ એરચના કિનાથી ઉગ્યું છે, તેનાં પાત્રાં અને ફળને હું લોહીથી ધોવશ. આજ સુધી તેનો કિનો કોઇએ લીધો નહીં, કારણકે જમાનાની પીઠ અમોએ રાસ્ત જોઈ નહીં. વળી એ ઠીક નહીં લાગ્યું કે મારા બે ફરજંદોની સાથે લડાઈ કરવાને હું હાથ લંબાવું. હવડાં તે ઝાડ કે જે દુશ્મનોએ ઉખેડી નાખ્યું છે. તેમાંથી એક બુલંદ ફળદ્રુપ શાખા ઉગી નીકળી છે. તે હાલ ફાડીખાનારા સિંહની માફક પોતાના બાપના કિનાને માટે તંગ કમર બાંધીને આવે છે. તે નરીમાનના સામ અને જમશેદના કેરશાસ્પ જેવા લશ્કરના નામદારોની સાથે અને એક લશ્કર, કે જે એક પહાડથી બીજે પહાડ સુધીની જગ્યા રોકી નાખે છે અને જમીનને પોતાના પગથી કચડી નાખે છે, તેની સાથે (આવેછે). વળી બીજું જે તેઓએ કેહેવાડયું છે, કે પાદશાહે કિનાથી દિલને ધોવું જોઇએ, અને ગુનાહ માફ કરવો જોઇએ, અને અમારી ઉપર ફરતો આસમાન (સરજતથી) એ પ્રમાણે ફર્યો, અમારી અક્કલ ઊંધી થઇ, અને દયા ધરાવાની જગ્યા ( દિલ ) સીહા થઇ, એ સઘળી એઓની નિરઉપયોગી માફી મેં સાંભળી છે. પણ કાંઇ ( ખોટું ) સાખી નહીં જનાર જેહાનદારે શું કહયું છે! કે 'જે ધણીએ જુલમનુ બી વાવ્યું, તે ધણી નહીં ખુશી ભર્યા દહાડા જોશે, કે નહીં ખુશી ભર્યું બેહેસ્ત. જો પાક યજદાનથી તમોને માફી મળી હોય તો ભાઇના ખુન માટે તમોને શું ધાસ્તી છે? જે ધણીનું રવાન અક્કલ ધરાવતુ હોય, તે[1] ધણી, માફી માગે છે તેણે ગુનોહ કર્યો છે, એમ ધારે છે. રોશન જેહાનદાર ખોદાની તમોને શરમ નથી, કે તમો જો કે જબાન નરમાશ ભરી રાખોછો, તોપણ અંતઃકરણ સીહા રાખોછો. એક દાદગર ખોદાતાલાથી તમો એ બદીની બેઉ જેહાનમાં શિક્ષા પામશો. ત્રીજું એ કે તેઓએ હાથી દાંતનું તખત અને પીરોજાનું તાજ મસ્ત હાથી ઉપર મોકલ્યુંછે. ત્યારે શું તરેહવાર ગોહરોથી ભરેલી એ કોથળી આથી શું હુ કિનો નહીં સોધું અને ( એરચનું ) ખુન ધોઈ નાખું? શું હું તાજદાર ( એરચ ) નું સર પૈસાથી વેચુ? ફીટકાર હોજો

---

૧ એટલે ડાહયો આદમી.

એવા તાજ ઉપર, ફીટકાર એવા તખત ઉપર, ફીટકાર એવા દબદબા ઉપર. કદાચ જે કોઈ એક અઝદાહના બચ્ચા કરતાં વધારે બુરો હોય, તે ( એરચનાં જેવા ) એક કિમ્મત નહીં થઈ શકે એવાં સરમાટે કિમ્મત લીએ, કે તેથી લોકો બોલેકે એક બુઢો થયલો બાપ પોતાના વહાલા દીકરાના જાનની કિમ્મત કરેછે. આએ તમારા સઘળા માલની મને ગરજ નથી. પણ એવી લાંબી લાંબી વાત હું કેટલી બધી કહું ? ( ટુકમાં કહું છું કે ) જ્યાંહાં સુધી બુઢા માથા સાથેનો હું બાપ જીવતો છું, ત્યાં સુધી આ કિનાની કમર હું ખુલીશ નહીં. મેં તારો પેગામ સાંભળ્યોછે, માટે તું જવાબ સાંભળ તે વિગતવારે ધ્યાનમાં લે અને જલદીથી લઇજા. "

કાસદે આ ત્રાસદાયક શબ્દો સાંભળ્યા અને સરદાર મીનોચેહરની બેસવાની ધપછપ જોઈ લીધી. તે ફીકકો મારી ગયો અને પોતાની જગ્યાથી ધ્રુજતો ઉઠયો અને તેજ વખતે જીનપર પગ નાખ્યો. તે ચઢતે મરતબેના જવાન મરદે પોતાની ચંચળ અક્કલથી બનવા જોગ બાબતો જોઈ લીધી, કે લાંબો વખત નહીં થશે તેટલામાં, આ ફરતો આસમાન તુર અને સેલમના ચેહેરા ઉપર કરચલી જાહેર કરશે.[૧] જોશબન ફુકતા પવનની માફક તે માથામાં જવાબ યાદ રાખી, અને દિલમાં ચિંતાનો શક રાખી સેતાબ આવ્યો. જ્યારે ખાવરનો મુલક દિશવા લાગ્યો, ત્યારે મેદાનમાં છાવણી નાખેલી જોઈ. તે છાવણીની નજદીક આવ્યો અને ખાવરનો પાદશાહ પોતાના તંબુમાં હતો. એક રેશમી તંબુ મારેલો હતો, જે ઉપર પડદા નાખેલા હતા અને જગ્યા ભરી નાખી હતી. બેઉ મુલકના બેઉ પાદશાહ મસલતમાં બેઠા હતા. તેઓને ( દરબાનોએ ) કહયું કે કાસદ પાછો આવ્યોછે. દરબારનો સરદાર તેજ વખતે આવ્યો અને કાસદને પાદશાહો આગળ લઈ ગયો. તેઓએ ( કાસદમાટે ) એક નવી બેઠક તૈયાર કીધી અને નવા તરીકાવાળા પાદશાહ ( મીનોચેહેર ) બાબે ખબર પુછી. તેઓએ સઘળી બાબતોની ખબર પુછી. પાદશાહી તાજ અને તખતની, પાદશાહ ફરીદુન અને તેના લશ્કરની, જંગી પેહેલવાનોની અને તેઓના મુલકની અને વળી ફરતા આસમાનના કામની ( ખબર પુછી ), કે " તે મીનોચેહર ઉપર મેહેરબાની રાખેછે કે? બુજોર્ગો કોણ કોણછે, અને દસ્તુર કોણછે? તેઓનો ખજાનો કેટલી કિમ્મતનો છે અને ખજાનચી કોણછે?"

૧ ગમીની નિશાણી દેખાડશે.

એ (સઘળાઓની ખબર પુછી). કાસદે આમ કહયું કે “ (જોનાર) રોશન બહારની મોસમ જોયછે, પાદશાહની દરબાર જોતો નથી. તે (દરબાર જાણે ) બેહેસ્તમાં ખુશાલ બહારની મોસમછે. તેની સઘળી ખાક અંબરનીછે અને ઇતિરડી સોનાનીછે. બુલંદ આસમાન એ તેના મેહેલ નો ઉપરનો ભાગ[1] છે અને બુલંદ બેહેસ્ત જાણે તેનો હસ્તો ચેહેરોછે. તેના એવાનની ઊંચાઇના જેહવો કોઇ પહાડ નથી અને તેના મેદાનની પોહોળાઈના જેહવો કોઈ બાગ નથી. જ્યારે હું તે મેહેલની નજદીક જઈ પહોંચ્યો, ત્યારે તેનું સર સેતારાની સાથે ભેદની વાત કરતું હતું. એક હાથ ઉપર હાથીઓ અને બીજા હાથઉપર સિંહો હતા. તેનું તખત કુલ જેહાનને પોતાની સત્તા નીચે લાવ્યું હતું. હાથીઓની પીઠ ઉપર સોનેરી તખતો હતાં અને બહાદુર સિંહોના ગલેબંદ ગોહરોના બનાવેલા હતા. હાથીઓને માટે ઢોલ વગાડનારાઓ ઉભેલા હતા અને સઘળી બાજુથી કરનાઓના અવાજો આવતા હતા. તું કહેશે કે સઘળું મેદાન જોશમાં આવ્યુંછે અને જમીન આસમાન સાથે પોકાર કરેછે. હું તે નામદારની આગળ દબદબા સાથે ગયો અને મેં પીરોજાનુ એક બુલંદ તખત જોયું. તેની ઉપર પાદશાહ માહ્તાબની માફક બેઠેલો હતો અને તેના માથા ઉપર યાકુતની કોલાહ ચળકતી હતી. તેના બાલ કપૂરના જેવા હતા અને તેનો ચેહેરો ગુલાબનાં પાતરાંના જેવો હતો. તેનું દિલ સુલેહ સોધનારૂં હતું અને જબાન મીઠા સખુન બોલનારી હતી. તેનાથી કુલ જેહાનનું દિલ ધાક અને ઉમેદ ભર્યું હતું. તું કહેશેકે જમશેદ જીવતો થયો હતો. મીનોચેહેર એક બુલંદ સર્વથી જનમેલા ( છોડવા ) ની માફક દેવબંદ તેહેમુરસની માફક બેઠેલો હતો. તે પાદશાહના જમણા હાથ ઉપર બેઠેલો હતો. તું કહેશેકે તેનું દિલ અને જબાન પાદશાહી હતાં. તેની આગળ હુન્નરમંદ લુવાર કાવેહનો લડાઇનો અનુભવિ એક છોકરો હતો. તેનું નામ લડાયક કારૂન હતું. તે લશ્કરના સર તોડનાર બીદાર સરદાર હતો. યમનના પાદશાહ સર્વના જેવો તેનો દસ્તુર હતો. અને ફતેહમંદ કેરશાસ્પના જેવા તેના ખજાનચી હતા. તેના ખજાનાના દરવાજાની ગણત્રિ જણાયલી નહતી.[2] દુનિયામાં કોઇએ એવી બુજોર્ગી જોઈ ન હતી. તેના મેહેલની આસપાસ બેઊ

---

૧ ફ્રા. કાખ.

૨ એટલે તેનો ખજાનો બેહદ હતો.

બાજુએ સોનેરી ગુરજ અને સોનેરી કોલાહ સાથેનું લશ્કર હતું. કાવેહના કારૂન જેવા જાણકાર સરદારો લશ્કરની સરદારીમાં હતા. શીરૂઈ, જે ફાડી ખાનારા શેર જેવો છે, તેના જેવા અને પેહેલવાન શાપુર, જે મસ્ત દલેર હાથીના જેવોછે, તેના જેવા લડવૈયાઓ (સરદારીમાં હતા). જ્યારે હાથીની પીઠ ઉપર ઢોલ બાંધેછે ત્યારે હવા રંગમાં આબનુસના જેવી થઈ જાયછે. જ્યારે તે લશ્કર આપણી સામે લડાઈમાં આવે ત્યારે પહાડો મેદાન થઈ જાય અને મેદાનો પહાડ થઈ જાય. તેઓનાં દિલ કિનાથી ભરપૂરછે અને ભવાં (ગુસ્સાની) કરચલીથી ભરપૂરછે અને લડાઈ સિવાય તેઓની કોઈપણ ચીજ ઉપર આરજુ નથી."

(એ પ્રમાણે કાસદે) જે સઘળું જોયું હતું, તે અને વળી જે સખુનો ફરીદુનથી સાંભળ્યા હતા, તે સઘળું યાદ કરીને તેઓની આગળ કહ્યું. પેલા બેઉ ઘાતકી મરદોનાં દિલ દરદથી મંડાવા લાગ્યાં અને તેઓના ચેહેરા ફીકા પડયા. તેઓ બેઠા અને તરેહવાર રીતે મસલત સોધી. તેઓની વાતચીતનું નહીં ધડ કે નહીં પુછડું હતું. બુઝોર્ગ સેલમને તે વખતે તુરે કહ્યું કે "સુખ અને ખુશીને હવે છુપાવવી જોઇએ.[1] લાજમ નથી કે તે દલેર શેર બચ્ચો તેજ દાંત વાળો થાય અને દલેર બને. એના જેવો નામવર (એટલે મીનોચેહર), કે જેનો શિક્ષક ફરીદુનછે, તે વગર-હુન્નરનો કેમ હશે! જ્યારે બપાવાનો સાથે નબીરો સલાહકાર થાય, ત્યારે તે જગ્યાએથી કીમ્યું ફુટી નીકળે.[2] આપણને ઘટેછે કે આપણે લડાઈની તૈયારી કરીએ અને ઢીલને બદલે સેતાબી કરીએ." તેઓએ લશ્કરમાંથી સવારોને સેતાબ બહાર પાડયા, અને ચીન અને ખાવરના મુલકમાંથી લશ્કર તૈયાર કર્યું. તે મુલકમાં સઘળી હોહા થઈ રહી અને સઘળા મુલકોનાં લોકોએ તેઓ તરફ આવવાને મોહ ધર્યું. એક લશ્કર કે જેની હદ ન હતી (તે તૈયાર થયું). પણ ખામી એ હતી કે તેઓનો સેતારો રોશન ન હતો. બે લશ્કરો તુરાનથી ઈરાન ભણી નીકળ્યાં. તેઓ બખ્તર અને લડાઇની ટોપીથી ઢંકાઇ ગયલાં હતાં. મસ્ત હાથીઓ અને અસબાબસાથે તે બેઉ ખુનીઓ કિનામાટે તૈયાર થયા.

---

૧ એટલે તેથી હાથ ઉઠાવવો જોઈએ.

૨ એટલે ધારેલું પરિણામ ઉત્પન્ન થાય.

## ફરીદુને મીનોચેહેરને તુર અને સેલેમની લડાઈમાં મોકલવો.

તેજ વખતે ફરીદુનને ખબર પહોંચી કે જેહુન નદીની આએ બાજુએ લશ્કર આવી પહોંચ્યુંછે. ત્યારે ફરમાવ્યું કે મીનોચેર શાહ સરહદ પરથી મેદાનમાં લશ્કર લઈ જાય. દુનિયાના અનુભવિ પાદશાહે એક શિખામણની વાત કહી કે "જ્યારે એક જવાન મરદ બખતાવર કદમનો બનેછે ત્યારે એક મેંઢુ (એટલે શિકાર) જેની પુઠે એક ચીત્તો લાગ્યો હોયછે, અને જેની આગળ શેકારી હોયછે, તે નહીં ધારેલી રીતે તેના ફાંદામાં આવી પડેછે. સબુરી પકડવાથી અને હોશ અને વિચાર અને અક્કલથી તે જીઆનગાર સિંહને પોતાની દામમાં પકડેછે. બીજું એકે એક બદકરણીનું માણસ સેવટે એક દહાડો નાશ પામેછે.[૧] તે સજા[૨] તરફ ઊતાવળ કરેછે, કારણકે ગરમ થયલું લોખંડ જલદીથી મરડાયછે." મીનોચેહેરે કહ્યું કે "અએ સરફરાજ પાદશાહ! તારી આગળ કિનો સોધવા કોણ આવી શકે, સિવાય તે, કે જેને માટે જમાનો બૂરૂ ઇચ્છતો હોય, અને તે, કે જે પોતાના તન અને જાનને છુટા પાડવા માગતો હોય[૩]? હું હવડાં રૂમી ખખતરથી મારી કમર બાંધુંછું કે જેનો ગાંઠ હું છોડીશ નહીં. કિનો લેવામાં હું લડાઈના મેદાનમાંથી લશ્કરની ગીરદ આસમાન તલક ઉઠાવીશ.[૪] હું તે બાજુના લશ્કરમાંથી કોઇને એવો બહાદુર મરદ ગણતો નથી, કે જે મારીસાથે લડાઈ લડીશકે." તેણે ફરમાવ્યું તેથી લડાયક કારન શેહેરની સરહદ પરથી મેદાનમાં બહાર પડયો. પાદશાહી તંબુઓ શેહેર બહાર માર્યા અને બખતાવર ઝુન્ડો બહાર મેદાનમાં ખુલ્લો કીધો. એક પછી એક ટોળા બંદ લશ્કર આગળ ચાલ્યું અને મેદાનો અને પહાડો દરિયાની માફક જોશમાં આવ્યાં. (લશ્કરની ચાલથી ઉઠેલી) ધુળથી રોશન દહાડો એવો તો સીહા થઈ ગયો કે તું કહેશે કે ગોયા ખોરશેદ સીહા થઈ ગયો હતો. લશ્કરમાંથી તમામ પોકાર ઊઠયો અને તેથી તિક્ષણ કાનવાળા મરદો બેહેરા થઈ ગયા. મેદાનમાં આરબી ઘોડાના પોકારો ઢોલના અવાજથી પણ મોટા નીકળવા લાગ્યા. મસ્ત હાથીઓએ પેહેલવાનની છાવણીથી બે

---

૧ છુટો અર્થ આ છે કે "તેનું શરીર તેને મરડી નાખેછે."

૨ પેહેલવી 'પાદફરાહ' એટલે 'તેનું પાપ તેને ઘેરેછે.'

૩ "ઝીનહાર ખુર્દન" એટલે વિશ્વાસ તોડવો, ફરેબ મારવો કોઈ સામે સંપ કરવો.

૪ લશ્કરનો નાશ કરીશ.

માઇલ સુધી બેઉ બાજુએ સફસમારી હતી. તેઓમાંથી સાહાડ ૬૦ ની પીઠ ઉપર સોનાનાં તખત હતાં. તે સોનામાં કેટલીક તહરેના ગોહરો (જડેલાં હતાં). તેઓમાંથી ત્રણસો જેટલાઓ ઉપર અસબાબ લાધેલો હતો અને ત્રણસો જેટલાઓ લડાઈ કરવા લાયક બનેલા હતા. તે સઘળાઓ બખતરમાં ઢંકાયલા હતા અને તેઓની આંખ સિવાય લોખંડથી ઢંકાયા વગરનાં તેઓનાં શરીરના કોઈ ભાગ ન હતા. તેઓએ પાદશાહની છાવણી શેહર બહાર મારી, અને તમીશેથી લશ્કર જંગલ ભણી નીકળ્યું. કિનો ધરાવનાર કારૂનના જેવા સરદારો અને ત્રણ લાખ જેટલા જંગી સવારો, સઘળા નામદારો અને બખતરના પેહરેનારાઓ, એ સઘળાઓ ભારી ગુરૂજ સાથે ચાલ્યા. સઘળા દલેરોએ જીઆનગાર સીંહની માફક એરચના કિનામાટે કમ્મર બાંધી હતી. તેઓની હરોલમાં કાવીઆની ઝુન્ડો હતો અને તેઓના હાથમાં ભુરા-રંગની તલવારો હતી. પીલતન કારૂનની સાથે મીનોચેહર નારવાનના જંગલમાંથી બહાર નીકળ્યો. તે લશ્કર આગળ આવ્યો અને અને પસાર થયો અને તે કુશાદે મેદાનમાં લશ્કરની સફ સમારી. લશ્કરની ડાબી પાંખ કેરસાસ્પને સોંપી અને જમણી પાંખ ઉપર પેહેલવાન સામ, કોબાદ સાથે હતો. બેઉ લશ્કરે સફ ખેંચી અને મીનોચેહર લશ્કરના મધ્યભાગમાં સરવની સાથે હતો. સઘળાં લોકોની વચ્ચે તે માહાતાબની માફક અથવાતો પહાડની ટોંચ ઉપર રોશન આફતાબ હોય તે માફક પ્રકાશતો હતો.

કારૂન જેવા સરદારે અને સામ જેવા લડવૈયાએ મીઆન માંથી તલવાર ખેંચી હતી. કોબાદ જેવો પેહેલવાન હરોલમાં તલાયા[1] તરીકે હતો અને બહાદુર[2] તલીમાન જેવો પેહેલવાન કમીન ગાહના[3] લશ્કરનો સરદાર હતો. જંગી શેરો અને ઢોલના અવાજ સાથે, એક લશ્કર પરણતી કન્યાની માફક સીંગરાયલું થયું. સેલમ અને તુરને સેતાબ ખબર પહોંચાડવામાં આવી કે ઇરાનીઓએ લડાઈ માટે ત્તૈયારી કીધીછે, અને જંગલમાંથી મેદાનમાં તેઓએ લશ્કરની સફ ખેંચી છે અને જીગરના લોહીથી તેઓના મોહ ઉપર ચીણ ચઢયુંછે.[4]

---

૧ લશ્કરની આગલ હરોલમાં ચાલનારી તુકડી.

૨ ફા. રાદ.

૩ જે ટુકડી ઓથામાં રહી છુપી રીતે કામ કરે.

૪ એટલે બઉ ગુસ્સામાં આવ્યાછે.

તે બેઊ ખુનીઓ મોટા લશ્કર સાથે, કિના ભર્યા સરસાથે આગળ ચાલ્યા. તેઓએ લડાઈના મેદાનમાં લશ્કરને બહાર કાઢયું અને અલાયાન મુલકને અને દરિયાને પાછળ મેલી આગળ ચાલ્યા. હરોલમાં આગલા લશ્કરવાળો કોબાદ એકાએક આવી પહોંચ્યો, અને તુરને જ્યારે તેની ખબર પડી ત્યારે તે પવન માફક સેતાબ આગળ આવ્યો. તેણે તેને કહયું કે "તું મીનોચેહેર આગળ જા અને તેને કેહકે 'અએ બાપ વિનાના જવાન પાદશાહ! જ્યારે એરચને પેટે છોકરી અવતરીછે. ત્યારે તાજ તખત અને ઝહવેર તુંને શાને માટે છાજે?'" તેણે (કોબાદે) કહયું કે "હા, જે પ્રમાણે તું બોલ્યો અને નામ દીધું તેમ હું પેગામ કહીશ. પણ જ્યારે તું લાંબો વિચાર કરશે અને જ્યારે તારી અક્કલ તારા દિલ સાથે છુપી રીતે મસલત કરશે ત્યારે તું જાણશે કે આએ અંદાજા ઉપરાંત મોટું કામછે, અને તારા આએ અવિચારી શબ્દોમાટે તું ચિંતા કરશે. અગર જો તમારી ઉપર રાત દહાડો જાનવરો રડે તો તેમાં ઘણું અજબ થવાનુ નથી, કારણકે નારવનના જંગલમાંથી તે ચીન સુધી લડાયક સવારો અને કિનો લેનારા મરદો એકઠા થયાછે. જ્યારે તું ચકચક થતી તલવારોને ગાવીઆની ઝુન્દા સાથે ચળકતી જોશે, ત્યારે ધાસ્તીથી તારૂં દિલ અને મગજ ફાટીજશે, અને પડતી પછી પાછી ચઢતી જાણશે નહીં."[૫] પછી કોબાદ પાદશાહ (મીનોચેહર) નજદીક આવ્યો અને પેલા લડાઈ કરનાર (તુર) તરફથી જે કાંઈ સાંભળ્યું હતું તે કહયું. મીનોચેહર હસ્યો અને પછી કહ્યું કે "એક ગાંડા મરદ સિવાય બીજું કોઈ એપ્રમાણે બોલે નહીં. બેઊ જેહાનનો પેદા કરનાર ખોદાતાલા, જે છુપો અને જાહેરનો પિછાનનારછે, તેના સેપાસ હોજો, કે જે જાણેછે કે એરચ મારો મમાવો થાય અને બખતાવર ફરીદુન મારો શાહેદછે. હવડાં જ્યારે હું લડાઈમાં મારૂં સર જોહકાવીશ ત્યારે મારી ઓલાદ અને મોહર જાહેર થશે. સૂર્ય અને ચંદ્રના પેદા કરનાર ખોદાતાલા-લાના જોરના નામથી (હું સોગંદ લઈ કહું છું) કે હું તેને મારો હાથ એવો બતલાવી આપીશકે તેની આંખનાં પોપચાં એકમેક સાથે અથડાઈજશે અને હું તેના સરને તેના શરીરથી છુટું કરી લશ્કરને દેખાડીશ. હું તેનાથી મારા બખતાવર બાપનો કિનો લેઈશ અને તેની

૫ એટલે એક વખત પડતી આવશે તો પાછી ચહડતી થશે નહીં. મોહલ મમાણે "તું એટલો ગભરાઈજશેકે પહાડથી ખીંનને ઓળખી શકશે નહીં."

પાદશાહીનો હું નાશ કરીશ." પછી તેણે ફરમાવ્યું તેથી ખાણાનો સુફરો બિછાવ્યો અને ગાયન અને શરાબની મિજલશ બોલાવી. જ્યારે રોશન જેહાન સિહા થઈ (એટલે રાતપડી), ત્યારે પહાડ અને મેદાન ભણી ચોકીબાનોને રાખ્યા. લશ્કરની હરોલમાં લડાયક કારૂન, સલાહ કાર સરવ, જે યમનનો પાદશાહ હતો, તે તેની સાથે રહયો. સિપાહો આગળ એક પોકાર કરવામાં આવ્યો કે "ઓ પાદશાહના નામદારો, અને સિંહ જેવા બહાદુરો! જાણજો કે આએ આહરેમન સાથેની લડાઈ છે, કે જે પોતાના દિલથી ખોદાતાલાનો દુશ્મનછે. કમ્મર બાંધેલી રાખજો અને ખબરદાર રેહજો. તમો સઘળા ખોદાની પનાહમાં રેહજો. જેઓ લડાઈમાં માર્યા જશે તેઓ સઘળા ગુનાહથી પાક થઈ બેહેસ્તી થશે. જેઓ ચીન અને રૂમના લશ્કરના સીપાહોનું લોહી રેડશે અને તેઓનો મુલક જીતીલેશે તેઓ સઘળા જાવેદાન સુધી નેકનામ થશે, અને મોબેદોના નુર સાથે કાયમ રહેશે. તેઓ વળી પાદશાહથી તાજ અને તખત પામશે. તેઓ પોતાના સરદારથી જર અને ખોદાતાલાથી ભલું બખત પામશે. જ્યારે રોશન દહાડાનો પોહોર ફાટવા માંડે, અને દિવસ ઉગવા પછી ખોરશેદ એ ભાગ ઉપર ચઢે, ત્યારે સઘળાઓ તમારી પેહેલવાની કમર ગુરજથી અને કાબુલી ખંજરથી બાંધજો. સઘળાઓ પોતપોતાની જગ્યાએ રેહજો, અને એક બીજાની જગ્યાએ પગ મેલતાના નહીં." લશ્કરના સરદારોએ અને બહાદુર બુજોર્ગોએ શેર જેવા બહાદુર પાદશાહ આગળ સફ ખેંચી અને પાદશાહને કહ્યું કે "અમો તારા બેટા છઇએ. અમો દુનિયામાં અમારા પાદશાહ માટે જીવીએ છીએ. જે પ્રમાણે તે ફરમાન આપે તે પ્રમાણે અમો કરીશું. અમારા ખંજરથી (દુશ્મનોનું લોહીરેડી) જમીનને જેહુન નદીની[1] માફક કરીશું." (એમ કહી) તેઓ પોતાના તંબુ ભણી પાછા ફર્યા. સઘળાઓ કિનાની ગોઠવણ માટેના વિચાર સાથે પાછા ફર્યા. જ્યારે દિવસની સફેદ રોશણી પોતાની જગ્યાએથી બહાર નીકળી, અને જ્યારે અંધારી રાતની કમર અંદર ખેંચાઈ, (એટલે જ્યારે દિવસ ઉગ્યો), ત્યારે લશ્કરના મધ્યભાગમાંથી મીનોચેહર બખતર, તલવાર અને રૂમી કોલાહ સાથે બહાર આવ્યો. તમામ લશ્કરે એક પોકાર ઉઠાવ્યો અને વાદળાંભણી પોતાના નેજાઓ ઉઠાવ્યા. તેઓએ ગુસ્સા ભર્યા સર સાથે અને કરચલી ભર્યાં ભવા સાથે જમી-

---

૧ હાલની ઓકસસ.

નની સપાટીને પોતાના પગથી જાણે વીટાળી નાખી. ડાહાબી અને જમણી બાજુએ અને મધ્યભાગમાં અને પાંખો ઉપર, જેમ ઘટતું હતું તેમ, પાદશાહે લશ્કર તૈયાર કર્યું. જમીન પાણી ઉપરની કીશતીની માફક થઈ ગઈ. તું કહેશેકે તે સેતાબ ડુબી જાયછે. મસ્ત હાથીઓની પાઠ ઉપરથી રણસિંગડું ફુકવા માડયું અને નાઈલ નદીની માફક જમીન હીલચાલ ભરી થઈ ગઈ.

હાથીઓની આગળ ઢોલ વગાડનારાઓ મસ્તાન શેરોની માફક પોકાર કરતા હતા અને જોશમાં આવ્યા હતા. રણસિંગડા અને કરના એના અવાજથી જાણે એક મેજબાનીની જગ્યા હોય એમ લાગતું. (તે લશ્કર) પોતાની જગ્યાએથી એક ડુંગરની માફક નીકળ્યું અને બેઉ બાજુના લશ્કર તરફથી લડાઈના પોકારો ઉઠયા. તે જંગલ તમામ લોહીના દરિયામિશાલ થઈ ગયું. તું કહેશેકે જમીનની સપાટીપર ગુલ-લાલાનાં ફુલો ઉગી નીકળ્યાં. લોહીની અંદર હાથીના પગો પરવાળાના થાંભલા હોય તેમ (દિસવા લાગ્યા). સઘળી દલેરી મીનોચેહરની સાથે હતી, કારણકે તેને માટે દુનિયાના લોકોનાં મન મેહરબાની ભર્યાં હતાં; જ્યાં સુધી અંધારી રાતે સર ખેંચ્યું અને રોશન આફતાબ અસ્ત પામ્યો, ત્યાંસુધી એ પ્રમાણે ચાલુ રહ્યું. જમાનો એકજ પ્રકારે લાંબો વખત રહેતો નથી. કોઈ વખત તે મધ અને શરબત જેવો થાયછે તો કોઈ વખત જેહર જેવો થાયછે.સેલમ અને તુરનું દિલ દલગીરીથી ખુન ઉપર આવ્યું અને તેઓએ શબે ખુન [૧] કરવાની કોશેશ કીધી. જ્યારે રાતની પછીદિવસ ઊગ્યો, ત્યારે કોઈ લડાઈમાં નહીં આવ્યું, કારણકે તે બેઉ જંગી ( ભાઈ ) ઓએ ઢીલ નાખવાનો વિચાર કર્યો હતો.

---

૧ રાત (શબ)ના એકાએક દુશ્મન ઉપર હુમલો કરવો તેને 'શબે ખુન' કહેછે.

## વધારો.

# અવસ્તા, પેહેલવી અને બીજાં ફારસી પુસ્તકો પ્રમાણે શાહનામું.

## ગયોમર્દ.

અવસ્તા મુજબ ગયોમર્દ શબ્દનું અસલ રૂપ 'ગયમરેથન' છે. ફર્વર્દીન યશ્ત મુજબ એ પહેલ વેહેલો ભલો ઈરાની હતો, જેણે અહુરમજદની શિખામણો સાંભળી અને જેનાથી ઈરાન દેશનાં ભલા લોકોની નસલ ઉતરી છે. ત્યારે એ ઈરાન દેશનો પેહેલો ભલો આદમી હતો. બીજા દેશોમાં કોઈ બીજા હોય. ચાલુ દોર (cycle) ની સેવટે જેમ સોષ્યોસ છેલ્લો માણસ ગણાશે, તેમ એ ગયમરેતન અથવા ગયોમર્દ એ દોરનો પેહેલો માણસ ગણાયો છે. એટલા માટે જ્યાં સઘળા જનમેલાઓ અને હવે પછી જનમનારાઓની ફ્રવશીઓને આરાધવામાં આવી છે, ત્યાં એ બેના નામો દેવામાં આવે છે કે "વીસ્પાઓ અષાઉનામ વંધઉહીશ સુરાઓ સ્પેનતાઓ ફ્રવષયો યજમઇદે, યાઓ હચ ગયાત મરેથ્નત આ-સઓષ્યન્તાત વેરેથ્રધ્નત" (ફર્વર્દીન યશ્ત ફ. ૧૪૫) એટલે "અશો લોકોનાં તમામ ભલાં હિમ્મવાન વૃધ્ધિ કરનારાં ફરોહરો, જે ગયોમર્દથી તે ફતેહમંદ સોષ્યોસ સુધીના, તેઓને અમો અરાધીએ છીએ."

એજરીતે આફ્રીનગાનમાં ભણવામાં આવે છે કે "હમા ફ્રવંશ અષોંઆન યો કર્દેહા અઝ ગયોમર્દ અંદા સોષ્યોશ અએદર યાદ બાદ" એટલે "સઘળા અશો લોકોનાં ફરોહરો, જેઓ ગયોમર્દથી તે સોષ્યોશ સુધી અમલ કરી ગયાં છે, તેઓની અંહી યાદ હોજો."

બુનદેહેશ (બાબ ૩.[1] ફ. ૧૨ થી ૧૪) પ્રમાણે એ માણસ જાતનો પ્રતિનિધિ ગણાયો છે. જ્યાં માણસમાટે બોલવામાં આવે છે, ત્યાં એનું નામ દેવામાં આવે છે. આહરેમન તે દાદારથી એક પછી

---

[1] S. B. E. V. p 17. મારી બુનદેહેશ પાનું ૧૫.

એક પ્રગટ થયલી પેદાયશ ઉપર હુમલો કરે છે. પેહેલે આસ્માન ઉપર પછી પાણી ઉપર, પછી જમીન ઉપર, પછી ઝાડપાન ઉપર, અને પછી ગોસપંદ ઉપર. અને પછી ગયોમર્દ ઉપર, ત્યારે અંહી, એનું નામ, પેદાયશોના અનુક્રમ મુજબ ની છેલ્લી પેદાયશ, જે માણસ જાત, તેને બદલે, તેના પ્રતિનિધિ તરીકે, તેના પેહલા આદમ તરીકે લેવામાં આવે છે. એજ મુજબ આહરેમન, જે દુ:ખ, દરદ, બિમારી વિગેરે પાથરે છે, તેના વર્ણનમાં કહે છે, કે તેણે ગોસપંદ અને ગયોમર્દ (તોરા ગયોમર્દ) ઉપર એ હલાકીઓ પાથરી. અહીં પણ ત્યારે ગયોમર્દ, માણસ જાતના પહેલા પ્રતિનિધિ તરીકે છે. જેમ ગાવ્યાદાદ ગોસપંદનો તેમ ગયોમર્દ માણસ જાતનો પ્રતિનિધિ ગણાયો છે.

ગયોમર્દથી પહેલા આદમતરીકે માણસ જાતની વસ્તીની શરૂઆત નીચે પ્રમાણે થયલી જણાવવામાં આવી છે (બુનદેહેશ બાબ ૧૫). ગયોમર્દ આએ જેહાનથી ગુજર પામ્યો, ત્યારે તેનું બુન જમીન ઉપર પડયું અને તે સૂર્યની રોશનીથી સ્વચ્છ થયું. તેના ત્રણ ભાગમાંથી બે નઇર્યોસંગે રાખ્યા અને એક સ્પેનદારમદે (જમીને) લીધો. ચાલીસ વર્ષના અરસા બાદ તે જમીનમાંથી મશીઅ અને મશીઆની, તે આદમ જાતનું પેહેલું જોડકું પેદા થયું. ગયોમર્દના બુનથી ૨૫ જાતો પાછળથી ઉત્પન્ન થઈ. ગયોમર્દ પેહેલો આદમ હોવાથી, રસ્તા ખેજની વખતે જયારે માણસો તેઓનાં મુએલાં હાડમાંથી પાછાં ઉભાં થશે, ત્યારે પેહેલ વેહેલાં ગયોમર્દનાં હાડ સજીવન થશે (બાબ ૩૦, ફ. ૭). પેશદાદીઅન કેઆનીઅન અને સાસાનીઅન વંશોની અને મોબેદાન મોબેદોની પેઢી એનાથી ઉતરી આવી છે. આએ દુનિયાની પેદાયશ ઉપર આહરેમને પોતાની અસર ચલાવીને બૂરાઈ દાખલ કીધી, તેની ૩,૦૦૦ વર્ષ આગમચ ગયોમર્દની હસ્તી હતી, એટલે આદમ જાતની વસ્તી હતી, અને તે પછી ૩૦ વર્ષ સુધી ગયોમર્દે જીંદગી ગુજારી.

દાદસ્તાને દીની (બાબ. ૩૬ ફ. ૨.) માં ગયોમર્દને રસ્તા ખેજના કામમાં મદદ કરતો અને ભાગ લેતો જણાવ્યો છે. મીનોખેરદમાં, જ્યાં જૂદા જૂદા નામિચા ઈરાનીઓથી દુનિયાને થયલા ફાયદાઓ વર્ણવ્યાં છે, ત્યાં ગયોમર્દથી નીચલા ફાયદાઓ વર્ણવ્યા છે. તેણે ૧) આર્ઝુર નામના દેવને દફે કરી આહરેમનથી પોતાના તનનો છુટકારો

કર્યાં. ૨, રસ્તા ખેજ ઉત્પન્ન કરનારાં ભલાં નર અને નારીઓ તેનાથી ઉત્પન્ન થયાં. ૩, તેણે ધાતુઓ ઉત્પન્ન કરી.

હવે ફીરદુસી ગયોમર્દને પહેલ વેહેલો ઇરાનનો પાદશાહા જણાવે છે અને તેને ૩૦ વર્ષ રાજ્ય કરતો જણાવે છે, તે બુનદેહેશના ઉપર વર્ણવેલાં લખાણને આધારે દિસે છે, કે આ દુનિયામાં આહરેમને માણસજાત ઉપર પોતાનો બૂરો દોર ચલાવવા માંડયો, તેની ૩,૦૦૦ વર્ષ આગમચ ગયોમર્દ હસ્તી ભોગવતો હતો, અને આહરેમને પોતાનો દોર ચલાવવા માડયો ત્યાર પછી પણ તે ૩૦ વર્ષ હૈયાત હતો આ ૧૨ હજારાઓના સંબંધનો ઇસારો છે. પેહેલાં ૩,૦૦૦ વર્ષનાં હજારાઓ ગયા પછી આહરેમને દુનિયાની શાંતીમાં ખલલ નાખી. તે પછી ૩૦ વર્ષે ગયોમર્દ ગુજર પામ્યો. આ ઉપરથી ફીરદૂસી તેને ઇરાનના પેહેલા પાદશાહ તરીકે ૩૦ વર્ષ રાજ્ય કરતો જણાવે છે. ઘણા પુરાણા કાળનો એનો જમાનો હોવાથી અને માણુસ જાતની હસ્તીની શરૂઆતનો જમાનો હોવાથી એને ચામડાનો પોષાક પેહેરતો જણાવ્યો છે.

દસાતીરમાં ગયોમર્દને ફરઝીનસાર કહયો છે. અને તેને "ફરમુદે યાસાન આજામ" એટલે "યાસાન આજામનો છોકરો" કહયો છે. દસાતીરનો ફારસીમાં તરજુમો કરનાર સાસાન પન્જુમ એને ગેલશાહ પણ કહે છે. કોઇ કહે છે કે અસલ જમાનામાં એણે પોતાનું તખત માટી (ગેલ)ની એક બેઠક ઉપર બનાવ્યું હતું, તેથી એને "ગેલશાહા" કહ્યો છે. દસાતીર પ્રમાણે એક પાદશાહા તરીકે ગયોમર્દની આગમચ મહેઆબાદ, જાઅફરામ, કલીન વિગેરે પએગમબરો થઇ ગયા છે, અને ગયોમર્દ પણ એક પેગમબર થઇ ગયો છે. બુનદેહેશ અને વજરકર્દ-દીની પ્રમાણે ગયોમર્દને પેટે મશ્ય પેદા થયો અને તેને પેટે સ્યામક પેદા થયો. દસાતીર અને શાહાનામું કહે છે કે સ્યામક ગયોમર્દનો પોતાનો છોકરો હતો. દસાતીર કહે છે કે સ્યામક પણ એક પેગમબર હતો.

દીનકર્દમાં એક સવાલ છે, કે કોઇ કહે છે કે "આહરેમને આ દુનિયામાં પોતાની બૂરી અસર ચાલુ કરી ત્યાર પછી ૩૦ વર્ષ સુધી ગયોમર્દે હૈયાતી ભોગવી અને કોઇ કહે છે કે તુરત મરણ પામ્યો." ત્યારે ખરૂં કયું? એના જવાબમાં ખુલાસો પુરતો મળતો નથી. પણ કહે છે કે, "જે અવસ્તાની સહાદતથી કહેવામાં આવે તે ખરૂં માનવું." પણ

અવસ્તા એ મુદત માટે કાંઇ કહેતા નથી. દીનકર્દ ગયોમર્દને પેહેલો દીન લાવનાર કહે છે. (ફ્રર્દુમ યાઇત્યુન્તારે શપીર દીન. દસ્તુર પેશોતનજી વા. I, પા. ૩૫).

અવસ્તા, પેહેલવી વિગેરે આપણા પારસી પુસ્તકોની હકીકત આપણે ઉપર તપાસી. તે ઉપરથી જે સાર નીકળે છે તે નીચે મુજબ છે. અવસ્તા ઉપરથી તો દિસે છે, કે ગયમરેથન અથવા ગયોમર્દ એ નામથી જેમ એક ચોકસ ધણીને પીછાણવામાં આવે છે, તેમ કુળ માણસ જાતના વર્ગ માટે પણ એ નામ એક પ્રતિનિધિ તરીકે વપરાય છે. દાખલા તરીકે ફ્રર્વદીન યશ્તમાં ઇરાનના સઘળા મહાન પુરૂષોના નામની શરૂઆતમાં ગયમરેથનનું જે નામ યાદ કર્યું છે, તે એક ચોકસ ધણીનું છે, જે પહેલ વેહેલો ઇરાની ભલો મરદ ગણાયો છે. પેહેલવી પુસ્તકોમાં પણ એમ બે અર્થે એ નામ વપરાયલું દિસે છે.

આરબ લખનાર માસુદી[૧] ઇરાનીઓના ગયોમર્દ માટે જૂદા જૂદા વિચારો જાહેર પાડે છે. તે કહે છે કે ઈરાનીઓ એને પેહેલો પાદશાહ માને છે. કેટલાકો એને આદમનો વડો બેટો માને છે, અને કેટલાકો એને માણસ જાતનો પિતા અને સઘળી જાતોનો વડવો ગણે છે. કેટલાકો તેને નોહાની પેઢીનો ગણે છે માસુદીનો આ વિચાર અસલી ઇરાની વિચાર નથી, પણ પાછલો કોઇ વિચાર છે. જેનો કોઇક છાપ આપણે ઉપર મુજબ દબેસ્તાનમાં જોઇએ છીએ. વળી માસુદી કહે છે કે ઇરાનીઓ નોહાની રેલની વાર્તા માનતા નથી. તે વધુ કહે છે કે ખોદા જાણે કે ખરૂં શું છે? પણ આ ચોકસ છે કે કયોમર્સ (ગયોમર્દ) તેના જમાનામાં વડો અને સર્વમાં શક્તિવાન હતો. તેના જમાનાના માણસોએ વિચાર્યું કે આપણ માણસજાતના જાતી ખવાસમાં તરેહવાર હવશો, જુસ્સાઓ, વિચારો ભેળાયલા છે, તે સર્વ ઉપર અંતઃકરણ અમલ ભોગવે છે. જેમ એક માણસના શરીરમાં બને છે, તેમ મંડળીમાં હોવું જોઇએ. એટલે કે મડળીમાં એક માણસે અમલ ભોગવી બીજાઓ ઉપર કાબુ રાખવો જોઇએ. એવા વિચારથી તેઓ કયોમર્સ પાસે ગયા અને તેના તરફ તાબેદારી દેખાડવાનું કબૂલ કરી તેને તેઓનો સરદાર થવાને અરજ કરી. કયોમર્સ, તેઓને તાબેદાર

---

૧ Macoudi par B. De. Maynard II p. 103.

રહેવાના સોગંદ આપી, પોતે રાજા થયો અને માણસ જાતમાં તેણે પેહેલ વેહલે તાજ માથા ઉપર પેહર્યું.

વળી માસુદી કહે છે કે મુગે મોહોડે યાને વાત કર્યા વગર જમવાનો રિવાજ–અથવા આપણા હાલના શબ્દોમાં બોલીએ તો બાજધરીને જમવાનો રિવાજ–કયોમર્સે શરૂ કીધો. એ રિવાજની મતલબ તંદુરસ્તી જાળવવાની હતી કે મુગું મુગું જમવાથી ખોરાકની પુષ્ટિ સંપૂર્ણ રીતે શરીરના સઘળા અવ્યયોને મળે. જીવ (નફસ) શાંત રહે, તેથી કલેજાંને અને શરીરના બીજા ભાગો, જેઓને પાંચનક્રિયા સાથે સંબંધ છે, તેઓ પોતાનું કામ સારી રીતે કરી શકે છે, અને ખોરાકથી પુરતુ પોષ્ણ મેળવે છે. એથી ઉલટું જો જમતી વખતે એક માણસનું મન કાંઈ વિચારથી ગુંથાયલું રહે તો તેની પાંચન શક્તિ બરાબર કામ કરતી નથી, ખોરાક બરાબર પુષ્ટિ આપતો નથી, અને તેથી જેમ તનને તેમ મનને બેઉને નુકસાન થાય છે. તેનું પરિણામ આગળ ચાલતાં આ આવે છે કે વિચાર શક્તિ વધારે મંદ થાય છે.

આ મુજબ જ્યારે માસુદી બાજ ધરીને ખાવાનો રિવાજ ગયોમર્દને લાગુ પાડે છે, ત્યારે આલબીરૂની[1] તે શાહા ફરેદુનને લાગુ પાડે છે. તે કહે છે કે ફરેદુને જાલેમ જોહાકને જેર કરી જ્યારે તેને દમાવંદ પહાડમાં બંધ કીધો, ત્યારે તેણે ઇરાનીઓને કુસ્તી બાંધવાને અને જમતી વખત ઝમઝમે (બાજ) માં ધીમેસાદે બોલી જમવાને કહયું. જોહાકના ૧,૦૦૦ વર્ષના જુલમી દોરમાં ઇરાનીઓને ખાવાપીવાનો જે કરાર હતો નહીં, તે હવે મળ્યો. તેની શુકર ગુજારીમાં ફરેદુને એમ કરવા ફરમાવ્યું. એમ ખાસ કરી મેહેરંગાનના જશન ઉપર કરવાનો ફરદુન પછી લાંબા વખત સુધી ચાલ હતો.

ઇરાનીઓના બાજ ધરી જમવાના એ રિવાજ માટે યુનાની લખનાર એલીયન પણ બોલી જાય છે. તે વળી તેનો સબબ જૂદો જણાવે છે, અને તે આ, કે બોલતાં થુકથી કાંઇ ચીજ ખરાબ થાય નહીં.[2]

કયોમર્સની ઉમ્મર માટે માસુદી કહે છે કે કોઇ તેને ૧,૦૦૦ વર્ષ જીવેલો ધારેછે અને કોઇ તેને એ મુદતથી ઓછી ઉમ્મરનો ધારે છે.

---

૧ Chronology of Ancient Nations p. 209.

૨ K. R. Kama's translation from the German of Dr. Rapp. p. 312

બુનદેહેશમાં કયોમર્સના બુનથી મશી મશીઆનીના જનમ માટે જે કહે છે કે રીવાસ (નામનું ઝાડ જે) એક થાંભલા (માફક) ૧૫ વર્ષ પાત્રાં (સાથેનું ઉગે છે, તે) ના રૂપમાં ચાળીસ વર્ષે મશી અને મશીઆન જમીનમાંથી એ મિસાલે ઉગી નીકળ્યાં...",[1] તે બાબે માસુદી પણ ઇસારો કરે છે કે 'રયાસ' નામના ઝાડના રૂપમાં તેઓ પ્રગટ થયાં.

કયોમર્સને ગેલશાહ કહેતા, તે બાબે તબરી[2] કહે છે કે ગેલ (ગેર, ગઇરી) નો અર્થ પહાડ થાય છે અને એની બેઠક પહાડ ઉપર હતી તેથી એને ગેલશાહ કહેતા. બુનદેહેશમાં જે ઇસારો છે કે ગયોમર્દનું બુન ૮૦ વર્ષ જમીનમાં રહયું તેનો તબરી ઇસારો કરે છે.

આપણે જાણીએ છીએકે ગયોમર્દ અથવા કયોમર્સ તે અવસ્તાનો 'ગયમરથેન' છે, જેનો અર્થ "મરવાલાયક જીંદગી, મરણને પાત્ર જીંદગી," થાય છે. તબરી કહે છે કે કયોમર્સનો અર્થ[3] (જીન્દે, ગુયા વ મીરા) "જીવતો, બોલતો અને મરણને પાત્ર" થાય છે, તબરી 'ગય'નો અર્થ જીવતો લે છે તે બરાબર દિસે છે. પણ તે "બોલતો" એવો અર્થ કેમ ઉમેરે છે તે સમજ પડતી નથી. કદાચ તે એજ શબ્દને પાછલા ફારસી 'ગુયા' (ગોફતન એટલે બોલવું ઉપરથી) સાથે એક ગણતો હોય.

મીરખોન્દ[4] પોતાની રોઝ તુસ સફામાં પણ કયોમર્સ શબ્દનો અર્થ "બોલતો હૈયાત પુરૂષ" (જીન્દે ગુયા) કરે છે. માલકમ[5] પ્રમાણે જીનત ઉલતવારીખ પણ એ નામનો અર્થ "હએ નતુક" એટલે "જીવતો" અર્થ કરે છે. માસુદીની માફક એ પણ કયોમર્સને રાજા બનાવવા બાબે તે કોણથી ઉતરી આવેલો ગણાતો તે બાબે વર્ણન આપે છે. એને અને ગીલશાહ કહેતા, તેનો ખુલ્લાસો તે આ આપે છે, કે તેના વખતમાં પાણી અને જમીન અથવા માટી (ગેલ) સિવાય બીજું કાંઇ હસ્તીમાં હતુંજ નહીં, તેથી તેને માટીનો શાહા એમ કહતો. તેનો ઇનસાફ

---

૧ જુવો મારી બુનદેહેશ પાનું ૫૯.

૨ Tabari par Zotenberg I p. 5.

૩ તબરી ફારસી તેક્ષ્ટ પાનું ૪ થું લીટી ૫. હી. ૧૨૯૧ ની આવૃત્તિ

૪ લખનોની ૧૮૭૪ ની આવૃત્તિ પાનું ૧૪૯ લીટી ૭.

૫ વા. ૧, પા ૭.

એટલો બધો સારો હતોકે લોહચુંબક જાસ્તીથી લોખંડને અને કેરબો ઘાસના તંખાને વટીક ખેંચી શકતો નહીં, એટલે લોહચુંબક અને વીજળીનું બળ પોતાનું કામ કરી શકતાં હતાં નહીં. ઈનસાફ બાબે સુહરાગતી શબ્દોમાં બોલવાની આ અજબ ઇસ્તલાહ છે.

મીરખોન્દ મુજબ કયોમર્સનો બેટો પહાડ ઉપર એકાંતવાસ પકડી બેઠો હતો. તે એક વખત એ બેટાને મળવા જવા નીકળ્યો. માર્ગમાં તેને એક ઘુઅડ મળ્યું. તે ભયંકાર અવાજે પોકારવા લાગ્યું. કયોમર્સે તેને કહયું કે "જો તારા અવાજનો સંબંધ સારી ખબર સાથે જોડાયલો રહેશે, તો હમેશાં માણસ જાતમાં તું આવકાર દાયક ગણાશે. પણ જો તેથી ઉલટું થશે, તો તું હમેશાં ધિકકાર પામશે." એમ કહી તે પોતાના બેટાને મથકે ગયો, તો ત્યાં તેને મરણ પામેલો જોયો. એ સબબથી કયોમર્સ પછી આદમજાત ઘુઅડને અપ સગનનું પક્ષી ગણતું આવ્યું છે.

મરઘા માટે જે સામાન્ય વિચાર ઘણીક પ્રજાઓમાં જોવામાં આવે છે અને જેનો ઇસારો આપણે શેકસપીઅરના હેમલેટના નાટક વટીકમાં જોઇએ છીએ, કે મરઘાના અવાજથી દેવ દરૂજો અને ભુતો અને ખરાબ શકિતઓ દૂર થાય છે,[૧] તે વિચારને મીરખોન્દ કયોમર્સ સાથે જોડે છે. તે દંતકથા જાહેર કરે છે કે એક વખત તે પોતાના એક માર્યા ગયલા બેટાનો કિનોલેવા માટે દેવો—જેઓએ તેને મારી નાખ્યો હતો તેઓ—સામે લડવા માટે દેમાવન્દ પહાડ ભણીથી જતો હતો. ત્યારે તેની નજર એક સફેદ મરઘા અને મરઘી ઉપર પડી. એક સાપ મરઘી ઉપર હુમલો કરતો હતો. તેના દરેક હુમલા સામે મરઘો દોડીને પોતાની મરઘીનો બચાવ કરતો હતો. આ દેખાવ જોઇ કયોમર્સના મન ઉપર ઘણી અસર થાઇ. તેણે પેલા સાપને મારી નાખ્યો અને પછી પેલા મરઘાને દાણા ખાવા માટે નાખ્યા. પેલા મરઘાએ ચાંચની નિશાણીથી મરઘીને ખાવા તેડી, અને જ્યાંસુધી તેણીએ દાણા ખાવા માંડયા નહીં, ત્યાં સુધી પોતે એકપણ દાણો ખાધો નહી. કયોમર્સ આ દેખાવ જોઇ ખુશ થઇ ગયો, અને કહયુંકે આ પક્ષી હિમ્મત અને સખાવત બેઉ ધરાવે છે. (શજાઅત બા સખાવત જમ-

૧ જુઓ મારા ઇરાની વિષયો ભાગ ૩ જો પા ૧ થી ૨૮, પોરૂદર્સ મરઘા બાબેનો વિષય. જુઓ એનથ્રોપોલોજીકલ સોસાયટી આગળનો Cock as a Sacred bird નામનો વિષય.

-અ દારદ). આ સબબથી તેણે મરઘા પાળવાને અને તેની માવજત કરવાને પોતાનાં ફરજંદોને ફર્માન આપ્યું. જયાંપણ એક મરઘો હોય ત્યાં દેવદરૂજ કદી દાખલ થાય નહીં. બહાર કામે નીકળતાં સાપ મળે અને તેને મારવામાં આવે તો તે સારા સગન ગણાય છે. એ વિચારનું મૂળ પણ આ કયોમર્સના સંબંધની વાત ઉપરથી છે. કયોમર્સે કહયું કે સાપ માણસ જાતનો દુશ્મન છે. તેને મેં મારા કામની શરૂઆતમાં માર્યો એ સારા સગન છે.

કવખતે મરઘો બોલે તે અપ-સગન ગણાય છે. એ વિચારનાં મૂળને પણ મીરખોન્દ કયોમર્સ સાથે જોડે છે. કયોમર્સ એક વખતે ઘણો બિમાર હતો. સાંજે બંદગીને વખતે એક મરઘાએ વાસવાનો પોકાર કર્યો અને તુરત કયોમર્સ મરણ પામ્યો. તે વખતથી મરઘાના કવખતનો અવાજ અપ-સગન ગણાવા લાગ્યો.

મીરખોન્દ કહે છે કે કયોમર્સે બલખ શેહેર સ્થાપ્યું હતું. એ શેહેરને બલખ નામ શા ઉપરથી મળ્યું તેની હકીકત મીરખોન્દ નીચે પ્રમાણે આપે છે:—

કયોમર્સનો એક ભાઇ પશ્ચિમ ભણીના મુલકમાં હતો. તે એક વખત કયોમર્સને મળવાને આવ્યો. દમાવન્દ પહાડ, જયાં કયોમર્સનુ મથક હતું, ત્યાં આવી પહોંચતાં તેને ખબર પડી કે કયોમર્સ એક બીજા મુલકમાં એક નવું શહેર સ્થાપવા ગયો હતો. તે ભાઇ ત્યાં ગયો. કયોમર્સે દૂરથી એક પહાડ ઉપરથી કોઇને આવતો જોઇ પોતાની આગળ ઉભેલા પોતાના છોકરાને પુછયું, કે "એ કોણ આવે છે?" છોકરાએ કહ્યું કે "કદાચ દુશ્મન તરફથી કોઇ જાસુસ આવતો હશે." તે ઉપરથી કયોમર્સ હથિયાર સજી તેની સામે ગયો. પણ આગળ આવતાં જોય છે, તો તે તેનો પોતાનો ભાઇ હતો. ત્યારે તે બોલી ઉઠયો કે "બિલ અખ" એટલે "ખરેખર (એતો) ભાઇ (છે)." તે ઉપરથી તે જગ્યા અથવા શેહેરનું નામ બલખ પાડયું.[1] મરઘા સબંધી મીરખોન્દની વાર્તા એવો ઇસારો કરતી દેખાય છે કે કયોમર્સ પક્ષીઓની વાતો સમજતો હતો. ફીરદુસી પણ કહે છે કે જાનવરો તેને નમતાં અને તેનાથી હુકમો લેતાં. એ પણ દેખાડે છે કે તે જાણે તેઓની ભાષા સમજતો.

---

[1] મીરખોન્દની રોઝતુસ સફા, મુંબઇની આવૃત્તિ પા. ૧૫૦. રોઆનો તરજુમો પા. ૫૮.

## હોશંગ.

એનું અવસ્તાનું નામ હઓષ્યંઘહ છે. જે પેહેલવીમાં હોષ્યંઘ છે. દસાતીરમાં એને હુરસાદ કહયો છે. એને અવસ્તામાં 'પરધાત' નો હોશંગ કહયો છે, એ પરધાત તે પેહેલવીનો પીશદાદ છે, જે ફારસીનો પેશદાદ છે. ઇરાનના પેશદાદીઅન પંથનો પાયો નાખનાર એ હતો. એને પેશદાદ શા ઉપરથી કહયો છે, તે વંદીદાદની ૨૦ મી પરગરદની પેહેલવી શરેહ ઉપરથી માલૂમ પડે છે. એ પરગરદમાં પેગમબર જરથોસ્ત દાદાર હોરમજદને પુછે છે, કે "જૂદા જૂદા સદગુણો ધરાવનારાઓમાં સર્વથી પેહેલો યા સરસ પુરૂષ કોણ હતો?" તેના જવાબમાં એવા સદગુણો ધરાવનારાઓમાં 'પરધાત' એટલે કાયદા (ધાત અથવા દાત) માં આગળ અથવા પુર્વીન (પર) એવાઓનેપણ ગણ્યા છે. ત્યારે એ શબ્દની પેહેલવી સરેહમાં કહે છે કે "પીશદાતાન ચેગુન હોસ્યંગ આઇ પીશદાદીઅ આઇ યેહવુંન્ત આઇગ દાદે ખુદાઇઅિ ફર્દુમ વલમન રોબાક કર્દ[1]" એટલે "હોશંગના જેવો પેશદાદ, એટલે પીશદાદનો અર્થ એમ થાય છે કે ખોદાનો ઇનસાફ પહેલ વહેલો તેણે ચાલુ કર્યો." હોશંગથી કેરશાસ્પ સુધીના પાદશાઓ એ પેશદાદી વંશના ગણાય છે. તવારીખના પુરૂષોની જે માળા એક પછી એક આપણે યસ્તોમાં જોઇએ છીએ, તેમાં હોશંગનું નામ પેહલ વેહલું છે. એટલે તવારીખમાં—થોડીક દંત કથા સાથે ભેળાયલી તવારીખમાં—પેહલ વેહેલા પાદશાહ તરીકે જો કોઇનું નામ જણાયલું હોય, તો તે એ પાદશાહનું છે. બુનદેહેશ (બાબ ૩૪, ફ. ૪) અને ફીરદોસી પ્રમાણે એણે ૪૦ વર્ષ રાજ્ય કર્યું હતું. બુનદેહેશ (બાબ ૩૧) અને વજરકર્દદીની પ્રમાણે એ ગયોમર્દના નબીરા સીયામકના છોકરા ફ્રવાકનો છોકરો થાય. પણ ફીરદોસી એને ગયોમર્દના છોકરા સીયામકનો છોકરો કહે છે. એણે યસ્તોમાં દુઆ ગુજારી છે કે તે દેવો, બૂરા માણસો જાદુગરો, પરીઓ, જુલમગારો વિગેરે બૂરાઓ ઉપર ફતેહ મેળવે. તેની દુઆ બર આવી. એ ફીરદોસીનાં વર્ણનનો ઇસારો છે, કે દેવો યાને બૂરાઓ, જેઓએ એના બાપ સીયામકને લડાઇમાં મારી નાખ્યો હતો, તેઓ સામે એ ઘણી મજબુતીથી થયો હતો અને તેઓને

---

[1] સ્પીગલનો તેક્ષ્ટ પા. ૨૨૧ લીટી ૭.

જેર કીધા હતા. બુનદેહેશ (બાબ ૧૫ ફ. ૨૮) પ્રમાણે ઇરાનીઓની ઓલાદ એનાથી ઉતરી આવી છે. ઝાદસ્પરમ (બાબ ૧૧ ફ. ૧૦) પ્રમાણે એના રાજ્યમાં આતશ સંબંધી કાંઈ કુદરતી મોટો બનાવ બન્યો હતો. એ લખાણ ફીરદોસીના લખાણનો ઇસારો છે કે જેમાં કહે છે કે તેના રાજયમાં આતશની સોધ થઈ હતી. એક દિવસે તે ફરતો હતો ત્યારે તેણે એક સાપને જોયો, જેની તરફ તેણે એક પથ્થર ફેંકયો. તે પથ્થર બીજા પથ્થરને જઇ અથડવાથી તે બેના ઘસારાથી આતશ પ્રગટ થયો. એ આતશને તેણે રોશન કર્યો અને એક જગ્યાએ સ્થાપ્યો, અને તેની યાદમાં "જશને સદેહ" નામનું જશન સ્થાપ્યું. ઈરાનના પાછલા પાદશાહો જયારે કોઇ બનાવની ખુશાલીમાં જશનો કરતા, ત્યારે જમશેદી નરોજ અને મેહેરગાનના જશનો સાથે આ સદેહનું જશનપણ કરતા. શાહા નોશીરવાનને, અને ખુશરૂપરવીજને આપણે એ જશન કરતા જોઇએ છીએ. એ જશન માટે "કાખેસદેહ" એટલે "સદેહનાં જશનો માટેનું દીવાનખાનું"[1] એવાં મકાનો ખાસ બંધાતાં હોય એમ દિસે છે. શાહા લોહરાસ્પને પણ આપણે એ જશન કરતો જોઇએ છીએ. યસ્તોમાં હોશંગ દેવોના બેત્રુત્રીઆંઉસ ભાગ ઉપર ફતહે મેળવવાને દુઆ ગુજારે છે. એને મળતુંજ દાદેસ્તાને દીની (બાબ ૬૫, ફ. ૫) માં કહે છે, કે તેણે દેવોના બેત્રુત્રીઆંઉસ ભાગને માર્યો હતો. મીનોખેરદ પણ એ બાબતનો ઈસારો કરે છે, અને કહે છે, કે તેનાથી માણસ જાતને જે ફાયદા થયા હતા, તેમાંનો એક આ, કે તેણે માજીનદરાનના દેવોમાંથી બેત્રુત્રીઆઉસ ભાગ દેવોને માર્યા હતા. આપણે ઉપર કહયું કે બુનદેહેશ કહેછે કે એ કયોમર્સના બેટા મશ્યના બેટા સીયામકનાં બેટા ફ્રવાકનો છોકરો હતો. માસુદીપણ એમ કહે છે. પણ તે કયોમર્સનાં બેટાનું નામ યરનીક અને સીયામકના બેટાનું નામ ફરવાલ આપે છે તે કહે છે કે હોશંગ હીન્દમાં રહેતો અને તેણે ૪૦ વર્ષ રાજ્ય કર્યું હતું. તે કહે છે કે એની પેઢી બાબે મતફેર છે. કોઈ એને આદમના બેટા કયોમર્સનો ભાઈ ગણે છે અને વળી કોઇ એને કયોમર્સનો છોકરો ગણે છે.

તબરી ઉપર આવતાં દિસે છે કે એ પણ એના વડીલો માટે મતફેર જણાવે છે. તે કહે છે કે કોઈ એને કયોમર્સ, જે પોતે આદમ-

---

[1] જુઓ મારો વીષય, "શાહા જમશેદ અને જામે જમશેદ" ઇરાની વિષયો ભાગ બીજો પા.૭૮.

થી ઉતરી આવેલા મલલેઅલનો છોકરો હતો, તેનો છોકરો જણાવે છે. તેણે સુસન અને રએ શેહરો બાંધ્યાં. તેણે ઘણાક ઉદયોગ હુન્નરો દાખલ કીધા, યાહુદીઓ એને પોતાનો પાદશાહા ગણે છે.

મીરખોન્દ ઉપર આવતાં દિસે છે કે તે પણ પોતાની રોઝે તુશ-સફામાં હોશંગના વડીલો બાએ મતફેર જાહેર કરે છે. તે જણાવે છે કે તેણે "જાવેદાન ખરેદ" નામની એક ચોપડી લખી હતી. તે દેવોને હાથે માર્યો ગયો હતો. જ્યાં તેનું ખુન કરવામાં આવ્યું હતું, ત્યાં તેના બેટા તેહમુરસે એક શેહેર બાધ્યું અને તેનું નામ "તલ્ખ" એટલે કડવું આપ્યું, કારણ તે જગ્યા સાથે હોસંગના મરણની કડવી યાદ જોડાયલી હતી. એ તલ્ખ નામ પાછળથી બલખ બન્યું. હોશં-ગને કોઇ "ઈરાન" ના નામથી ઓળખતા અને ઈરાન દેશે તેના નામ ઉપરથી એ નામ લીધું છે, પણ કેટલાકો એ મુલકનું નામ ફરેદુનના બેટા એરચ ઉપરથી લે છે. કેટલાકો તાઇગ્રીસ નદીની નહેર એણે બાંધેલી જણાવે છે.

## તેહમુરસ.

એનું અવસ્તાનું અસલ નામ 'તખ્મ' છે. જેને ઉરૂપ શબ્દ લાગી તખ્મ ઉરૂપ બન્યો છે. બુનદેહેશમાં એ નામ તખ્મો રૂપ છે. તે ઉપરથી પાછળથી તેહમુરસ્પ અને પછી તેહમુરસ નામ બન્યું છે.

બુનદેહેશ પ્રમાણે એ વીંવંઘાઓનો છોકરો અને જમશેદનો ભાઇ થાય. દસાતીર એને "ફરમુદે હુરશીદ" એટલે હોશંગનો છોકરો કહે છે. દબેસ્તાન અને નાસેખુત તવારીખ પણ એમજ કહે છે. મીર-ખોન્દની રોઝે તુસસફા પ્રમાણે કોઇક તવારીખ નવેશો એને જમશે દનો ભાઇ તો કોઈ વળી કાકો કહે છે. પણ બુનદેહેશનું કહેવું બરાબ દિસે છે કે તે જમશેદનો ભાઇ હતો. તે જમશેદનો વડો ભાઈ હોવો જોઇએ, કારણ અવસ્તામાં જ્યાં જ્યાં એને બંદગી કરતો જણાવ્યો છે, ત્યાં ત્યાં એનું નામ જમશેદની ઉપર મેલ્યું છે. બુનદેહેશ પ્રમાણે એને પેટે કાંઈ ફરજંદ ન હતું. એ કેતાબ પ્રમાણે એણે ૩૦ વર્ષ રાજ્ય કર્યું હતું (બાબ ૩૪. ફ ૪.). ફીરદોસી પણ એટલાંજ વર્ષ જણાવે છે અને તેને અવસ્તાથી ટેકો મળે છે કારણ કે રામ યશ્ત (યશ્ત ૧૫, ફ. ૧૧) માં એ દુઆ ગુજારે છે કે તે દેવો ઉપર ૩૦ વર્ષ સુધી હકુમત

ચલાવે. મીનોખેરદ પણ એને ટેકો આપે છે. ફારસી લખનારાઓ અને તેમાં ફીરદોસી એને દેવબન્દનો ખેતાબ આપે છે, તે એટલા ઉપરથી કે તેણે દેવ જેવા બૂરાઓની ઉપર પુરતો કાબુ મેળવી તેઓનો દોર તોડયો હતો. એને અવસ્તાથી પણ ટેકો મળે છે. ફર્વર્દીન યશ્ત (ફ. ૯૮) માં 'તખ્મ' શબ્દ સાથે જે "દએવોત્બીશ" એટલે "દેવોને દુઃખ દેનાર અથવા મારનાર" એ શબ્દ આવે છે, તે એનું દેવ બંદને મળતું વિશેષણ છે. વળી રામ યશ્તમાં એ દુવા ગુજારે છે, તેમાં પણ દેવો ઉપર સરદારી ભોગવવાની અને તેઓ ઉપર ફાવવાની મોરાદ માગે છે, જે મોરાદ બર લાવવામાં આવે છે. રામ યશ્તમાં એ જે દુઆ ગુજારે છે, કે "યત બવાની અઇવિ વન્યાઓ વીસ્પે દએવ મષ્યાચ" એટલે "હું તમામ દેવોને અને બૂરા માણસોને મારનાર થાઉં," તે ફીરદોસીના આ શબ્દોનો જાણે તરજુમો છે, કે "દરેક જગ્યાથી દેવોની સત્તા હું કમતી કરીશ, કારણ કે હુ દુનિયાનો માલિક થવા માગું છું." બુનદેહેશ પણ એની દેવોને મારવાની બાબતનો ઇસારો કરે છે. (બાબ ૩૭, ફ. ૩૫). તેહમુરસે દેવો ઉપર એવો કાબુ મેળવ્યો હતો કે જેમ એક અચ્છો ઘોડેસ્વાર પોતાના ઘોડા ઉપર મેળવે. એ બાબેના ફીરદોશીના નીચલા શબ્દોને મીનોખેરદ અને અવસ્તાનો ટેકો છે. ફીરદોસી કહે છે કે "પાદશાહ ગયો અને આહરેમનને કોઇ યુક્તિથી બાંધ્યો અને જાણે એક શેતાબ ઘોડા ઉપર બેસે તેમ તેની ઉપર બેઠો." મીનોખેરદના એને મળતા શબ્દો નીચે પ્રમાણે છેઃ—

"મિન તખ્મો રૂપે હુરૂસ્ત સુદ દેનમન યેહવુન્ત આઇગિશ ગજસ્તે ગનાક મીનોએ ઈ દરવન્દ સી શન્ત પવન બારે દાશ્ત"[૧] એટલે "કદાવર તેહમુરસથી ફાયદો આ થયો કે તેણે લેઆનતી ભર્યા ગનામીનોને ૩૦ વર્ષ સુધી સ્વારીમાં રાખ્યો." તેહમુરસે ગુજારેલી અવસ્તાની નીચલી દુઆ ફીરદોસી અને મીનોખેરદ બેઉને ટેકો આપે છે. "યત બરાનિ અંઘ્રમે મઇન્યુમ ક્રમિતેમ અસ્પહે કહેર્પ થ્રીસતેમ અઇવિ–ગામનામ"[૨] એટલે "આહરેમનને તાબે કરીને ઘોડાના રૂપમાં (તેની ઉપર) ત્રીસ વર્ષ સુધી સવારી કરૂં." ફીરદોસી જે કહે છે કે

૧ દસ્તુર દારાબજી પેશુતનની સંજાના આવૃતી બા. ૨૭ ફ. ૨૨ પા. ૪૪.
૨ રામ યશ્ત ફ. ૧૨.

તેનાથી ખોર્રાઈ નુર પ્રકાષતું હતું, તેને જમ્યાદ યશ્ત (ફ. ૨૮) થી ટેકો મળે છે, કે જયાં કહે છે, કે કેઆની ખોરેહ તેહમુરસ્પ સાથે જોડાયું. માસુદી એને હોશંગના એક અર્ફમશાદ નામના બેટાના નુબ-જેહાન નામના બેટાનો બેટો ગણે છે અને તેના શેહેર તરીકે શાપુર શેહેર જણાવે છે.

મીરખોન્દની રોઝ તુસસફા પ્રમાણે અપવાસ કરવાનો રિવાજ તેહ-મુરસના વખતથી શરૂ થયો. કહે છે કે એક વર્ષ ઘણો મોટો દુકાળ પડયો અને લોકો ખોરાક અને પાણીથી ટવળવા લાગ્યાં. તે વખતે એ પાદશાહે ફરમાન બહાર પાડયું કે તવંગરોએ ફકત એકજ વખત સાંજે ખાણું ખાવું અને સવારનું ખાણું નહીં ખાઇ તે ગરીબોને આપવું. એ વખતથી અપવાસનો રિવાજ પડયો અને તે આ રૂડી મતલબે, કે શકિતવાળાઓ એક ખાણાથી પરહેજ રહી તે ગરીબોનો અન્નદાન તરીકે આપે.

કહે છે કે બુત પરસ્તી યાને પુતળાં પુંજવાનો રિવાજ પણ એના જમાનામાં બરપાથયો. જયારે કોઇ મોટો માણસ મરણ પામતો ત્યારે તેનું પુતળું બનાવવામાં આવતું, એવા ખ્યાલથી કે તે જોયાથી મર-નારના ચેહરાની યાદ રહે અને તેથી દુઃખી દેહને દિલાસો મળે. પણ પછી આસ્તે આસ્તે એ અસલ વિચાર દૂર થતો ગયો અને મરનારની પછીના જમાનાના લોકો તે પુતળાંઓમાં, કાંઇ વચમાં પડી ભલું કર-વાની અસર હોય, તેમ માની, તેને માટે ખોટો ખ્યાલ બાંધીને પુંજવા લાગ્યા. માલકમ, જીનતઉલ તવારીખને આધારે કહે છે, કે એ બનાવ એક મરકીના હીંગામમાં બન્યો હતો કે જયારે મરનારના ખેશીઓએ એમ પુતળાં બનાવી દિલાસો લીધો.

તેણે દેવોને તાબે કીધા, તે બાબે મીનોખેરદ કહે છે, કે કોઈ પુસ્તકો એ દેવો ઉપરની ફતેહનો અર્થ પોતાના જાતિ હવશો અને બુરા જુસ્સાઓ ઉપરનો કાબુ, એમ કરે છે.

## જમશેદ.

એનુ અવસ્તામાં નામ યિમ છે. (યશ્ત–૫–૨૫; ૯–૮; ૧૩–૧૩૦; ૧૫–૧૫; ૧૭–૨૮; ૧૯–૩૪; ૨૩–૩ વદીદાદ ૨–૫, ૬,૭–વંદી ૧૯–૩૯ ઈ. ૯–૪, ૫; ૩૨–૮). એ વેદનો યમ, બુનદેહશનો જમ, પાજંદનો જમ,

અને ફીરદોસીનો જમશેદ છે. અવસ્તાના એના એલકાબ સાથેના નામ 'યમ ક્ષએત'નુ જમશેદ થયું. એ ઇરાનના પેશદાદીઅન વંશના સ્થાપનાર હોશંગ પછી ત્રીજો પાદશાહ હતો. એને 'ક્ષએત' એટલે તેજવાળો અને હવાંથ્વ એટલે 'નેક ટોળાવાળો' એવા એલકાબ હતા. પાછલા એલકાબના અર્થે ફીરદોસી એને 'હુરમે' એટલે ભલા ટોળાવાળો કહે છે. અવસ્તા ઉપરથી આડકતરી રીતે માલૂમ પડે છે, કે તખ્મઉરૂપ, હોશંગ અને કયોમર્સ એના વડવા હતા. અવસ્તા પ્રમાણે એ વીંવગાહાનનો જમશેદ કહેવાયલો છે. ઇજશને (હા ૯–૪) પ્રમાણે એ વીવંઘત એનો બાપ હતો. વેદમાં યમને પણ વીવસ્વતનો છોકરો કહયો છે. ઇજશને પ્રમાણે એના બાપને ત્યાં તેણે કરેલી હોમની આરાધના અને ક્રિયાના બદલામાં એ અવતર્યો હતો. બુનદેહેશ (બા. ૩૧–૩) પ્રમાણે પણ તે વીંવગાહોનો છોકરો હતો. ફારસી લખનારાઓ–તેમાં શાહનામુ, નાસેખઉત તવારીખ, દસાતીર, અને દબેસ્તાનના લખનારાઓ-એને તેહેમુરસ્પનો છોકરો લખે છે. એ તેહેમુરસ્પ પછી ગાદીએ આવ્યો, તેથી ફીરદોસીએ ભૂલથી એને તેહેમુરસ્પનો છોકરો લખ્યો હોય, અને તેથી બીજાઓએ પણ ભૂલ કરી હોય. સારસ્તાને ચેહાર ચમન નામની ફારસી કેતાબમાં એની માતાનું નામ 'ગુલનાર' આપ્યું છે, અને એ ગુલનારને હોશંગના ફરહાદની છોકરી કહી છે. બુનદેહેશ પ્રમાણે એને તખમ ઉરૂપ, સ્પીત્યુર, અને નારસ નામના ત્રણ ભાઇઓ હતા. એ ત્રણમાંથી નારસતું નામ અવસ્તામાંથી મળતું નથી. તેહેમુરસ્પનું નામ રામ, અને જમ્યાદ યસ્તોમાંથી મળે છે, પણ ત્યાં કાંઇ એ ભાઇ તરીકે માલૂમ પડતું નથી. સ્પીત્યુરનું નામ જમ્યાદ યષ્ટમાંથી મળે છે, અને તે વળી જમશેદના સંબંધમાં મળે છે. પણ ત્યાં પણ જમશેદની એની સાથેની સગાઇ જાહેર કરી નથી. ત્યાં એને અઝીદહાક સાથે બૂરો ચિતાર્યો છે અને જમશેદને કાપી નાખનાર તરીકે કહયો છે. હવે જોકે એ યષ્ટમાં સ્પીત્યુર જમશેદનો શું સગો થાય તે કહયું નથી, તો પણ એ જમ્યાદ યષ્ઠવાળો સ્પીત્યુર જમશેદનો ભાઇ થાય, એવુ બુનદેહેશ ઉપરથી માલૂમ પડે છે. બુનદેહેશ (બા. ૩૧) માં કહે છે કે "એ ભાઇ સ્પીત્યુરે જમશેદને દહાક (જોહાક) સાથે મળી કાપી નાખ્યો." હવે ત્યારે બુનદેહેશ અને જમ્યાદ યસ્તમાં એક સરખું લખે છે, કે સ્પીત્યુરે જોહાક સાથે મળી જમશેદને કાપી નાખ્યો, અને જ્યારે

બુનદેહેશમાં લખ્યું છે કે સ્પીત્યુર જમશેદનો ભાઈ હતો, ત્યારે માલૂમ પડે છે કે જમ્યાદ યષ્ટ અને બુનદેહેશવાળો સ્પીત્યુર એકજ હતો. એ ભાઇએ જોહાક સાથે મળી જઇ પોતાના ભાઇને દગો દઇ મારી નાખ્યો હોય. ફીરદોસી પ્રમાણે એને અરનવાજ અને શેહરનાજ નામની બે બેનો હતી. એરવદ શેહેરીઆરજી અને પ્રોફેસર દાર્મસ્ટેટર પ્રમાણે એ નામો તે ગોશ અને રામ યષ્ટોવાળાં "એરેનવાચ" અને "સવંઘવાચ" છે, જેઓને માટે ફરેદુન દુઆ ગુજારે છે કે "જોહાકને હાથે પકડાઇ ગયલી એરેનવાચ અને સવંઘવાચ, જે આએ દુનિયામાં જનમતી સ્ત્રીઓમાં ઘણી ખુબશુરત બદનવાળી છે, અને જેઓ બંદમાં છે, તેઓને હું મેળવું". ફીરદોસી પ્રમાણે પણ ફરેદુન એ બંનેને જોહાકના બંદમાંથી છોડવે છે. ફારસી તવારીખ નવેશો પ્રમાણે એ સજીસ્તાનના પાદશાહની છોકરી "સમનનાઝ" સાથે પરણ્યો હતો.

અવસ્તા ઉપરથી એ પાદશાહને લગતી નીચલી હકીકતો મળે છે. એને પાછલાં પુસ્તકોમાં પેએગમબર ગણ્યો છે, તેના ઇસારા અવસ્તામાંથી ઘણા મળે છે. પુરાણા ગાથામાં (હા. ૩૨–૮) એને બૂરા આદમીઓને શિખામણ આપતો જણાવ્યો છે. વંદીદાદ પ્રમાણે અહુરમજદે જરતોસ્તની આગમચ જમશેદને અહુરમજદી જરતોસ્તી દીન શિખવી હતી. એ અહુરમજદનો ઘણો માનિતો હતો. અહુરમજદની બીશારત પ્રમાણે ચાલી જમશેદે પોતે સ્થાપેલાં નવાં સ્વંસ્થાનનો કારોબાર એક રાજ્ય કરતા તેમજ ધર્મ શિખવનાર તરીકે એવો તો સરસ ચલાવ્યો, કે તે સ્વસ્થાનમાં મગરૂરી, નિંદા, અપવિત્રાઇ, દુશ્મનાઇ, કંગાલીઅત, ઠગાઈ, નીચપણું, અપ્રમાણિકપણું વિગેરે દુર્ગુણો નહીં હતા (વં. ૨–૩૭). ઇજશને (હા. ૯–૫) માં એને પોતાના મુલકમાંથી અદેખાઇ વિગેરે દુર્ગુણો દૂર કરી પ્રજાને સુખી રાખતો જણાવ્યો છે. યસ્તોમાં તે અર્દવીસૂરની સેતાયશ કરી ઇચ્છે છે, કે તે દેવો અને પાપી માણસો ઉપર ફતેહ મેળવે અને બૂરાઓથી દોલત વૃધ્ધ વિગેરે સુખના સાધન છીનવી લે. રામયસ્ત પ્રમાણે, તે પોતાના દેશમાંથી અદેખાઇ દૂર કરવાને શકિતવાન થયો. જમ્યાદ યસ્ત જણાવે છે, કે તેણે હફત કેસ્વર જમીનના બૂરાઓ ઉપર ફતેહ મેળવીને તઓનો કાબુ દૂર કર્યો હતો, અને તેઓ પાસે પશુ ખોરાક વિગેરે છીનવી લીધાં હતાં. એની બંદગી કરવાની જગ્યા હુકંઇર્ય પાહડ હતી. એણે ૧૦૦૦ વર્ષ રાજ્ય કર્યું હતું. એ

પાદશાહને નુર હતું, જે જમ્યાદ યસ્ત પ્રમાણે, જ્યારે એ જુઠું બોલ્યો ત્યારે એનાથી જતું રહયું. જુઠુ બોલ્યાથી એ નુર એનાથી ત્રણ ત્રણ મરતબે જતું રહયું. અવસ્તા પ્રમાણે એની જીંદગીનો મોટામાં મોટો બનાવ એ હતો, કે એણે અહુરમજદની બીશારતથી એક 'વર' એટલે એક નવું સ્વસ્થાન સ્થાપ્યું. જમશેદની આગમચ દેવો એટલે બૂરે માર્ગે ચાલનારાઓનો દોર અને વસ્તી ઘણાં વધી ગયાં હતાં. જમશેદે યજદાન તરફથી મળેલા બીશારત પ્રમાણે પોતાની દુર અંદેશી અને અકલથી, એ બૂરાઓની સંગતથી છુટા પડવાનો વિચાર કર્યો. ૧૯૦૦ ચુનનદાં ભલાં (અઇર્યન) જોડકાંઓ લેઇને તેણે એક જુદું 'વર' સ્થાપ્યું, જે 'વર' અથવા સ્વસ્થાન પછી અઇર્યનવેજને નામે જાણીતુ' થયું. યજદાનથી થયલી બીશારત પ્રમાણે રૂતુનાં સખ્ત ફેરફારો—જેવા કે સખ્ત શિયાળા—ની સામે નવાં સ્વસ્થાનના લોકોનો બચાવ કરવા માટે તેણે બાંધકામો કર્યાં અને ત્યાં જઇ રહયો. હવે નવાં સ્વસ્થાનમાં સઘળા ભલાં અને નેક આદમીઓ રહેતાં હતાં અને તેઓ દેવો—પછી મન ઉપર અસર કરનારા કહો કે તન ઉપર અસર કરનારા કહો, મનની બદીઓ કહો કે તનના દરદો કહો—થી વેગળાં હતાં. તેથી ત્યાં વસ્તી જલદી વધતી ગઇ અને જમશેદને તેટલા માટે ત્રણ ત્રણ વખત એ સ્વસ્થાનની હદ વધારવી પડી. એ પાદશાહની જીંદગીનો અંત કેવી રીતે આવ્યો, તે વિષે અવસ્તા ઉપરથી નીચલા ઇસારા મળે છે. વંદીદાદ (પરગ ૨ ફ. ૬) માં લખે છે કે જમશેદને તેની જબાને (જુઠાઇએ) મોત લાયક કીધો અને તેને ખરાબીમાં નીચે નાખ્યો. જમ્યાદ યશ્તમા લખે છે કે જમશેદ જુઠું બોલ્યો, તેથી તેનું નુર ઉડી ગયું, તે ગાભરો પડયો અને જમીનપર નીચે પડયો. એ ઉપરથી જમશેદની જાહોજલાલીની શા કારણથી પડતી થઇ તે આપણને માલૂમ પડે છે. હવે જમશેદનું મોત કુદરતી રીતે નહીં, પણ પારકાને હાથે નિપજ્યું હતું, તે એજ યશ્ત (ફ. ૪૬) ઉપરથી માલૂમ પડે છે. ત્યાં જોહાકને અને સ્પીત્યુરને જમશેદથી ઉડી જતાં નુરને મેળવવાની તજવીજ કરતા જાહેર કીધા છે. હવે સ્પીત્યુરને ત્યાં જમશેદને કાપી નાખનાર તરીકે જણાવ્યો છે. વળી આપણે આગળ જોયું કે બુનદેહેશમાં એજ ધણીને જોહાક સાથે મળી જઇને જમશેદને મારી નાખતો જણાવ્યો છે. વળી ફીરદોસી અને બીજા તવારીખનવેશો જણાવે છે કે એ જોહાકને

હાથે માર્યો ગયો હતો. એ ઉપરથી દિસે છે કે જમશેદનો દહાડો જોહાકને હાથે બરગસ્તે થયો હતો અને તે જોહાકની ફુસલાવણીથી સ્પીત્યુર નામના શખસને હાથે માર્યો ગયો હતો.

અવસ્તાને આધારે, બીજાં પુસ્તકોના ટેકા સાથે, આપણે જમશેદની જીંદગીની બાબતો ઉપર આપી છે. હવે આપણે પેહેલવી પુસ્તકો તરફ કાંઇ વધુ વિગતો માટે જોઇએ. બુનદેહેશ પ્રમાણે જમશેદે ખવારીઝમમાં ગદમનહુમંદ પહાડપર ફરોબાક નામનો આતશ, તેની દાદગાહે સ્થાપ્યો હતો (યુસ્ટી પા. ૪૧–૭ બા. ૧૭–૬). "ખારઝમમાં ગદમનહુમંદ પહાડમાં ફરોબા આતશને દાદગાહમાં મેલ્યો હતો કે જે જમશેદે તેઓ માટે કર્યો હતો." બુનદેહેશ કહે છે કે જમશેદે ૭૧૬½ વર્ષ રાજ્ય કર્યું હતું. તેમાં છેલાં ૧૦૦ વર્ષ તો નાસ ભાગમાં ગયાં હતાં (બા. ૩૪–૪). જમશેદે બનાવેલા 'વર' વિષે, અવસ્તામાં જે કહે છે, કે ત્યાં કરસીપ્ત નામના પક્ષી યા દાનાવે દીન જાહેર કરવામાં ભાગ લીધો, તે બુનદેહેશમાં પણ કહે છે (બા. ૧૯–૧૬ બા. ૨૪–૧૧). વળી જેમ વંદીદાદ તેમ બુનદેહેશ પણ ઉર્વતદનર નામના જરતોસ્તના બેટાને જમશેદના વરમાં વડો દસ્તુર ગણેછે (બા. ૩૨–૫). જમશેદના 'વર' ની જગ્યા માટે કહે છે કે તે પારસમાં સ્રુવા નામની જગ્યાએ છે (બા. ૨૯–૧૪).

દાદસ્તાને દીનીમાં એને હોશંગ, તેહેમુરસ અને ફરેદુન સાથે કયોમર્સની પેઢીનો અને નેકીના કામ કરનારો નામાકિત પુરૂષ ગણ્યો છે (બા. ૨–૧૦). એને ગયોમર્દ અને જરતોસ્ત સાથે ફ્રશોકર્દના કામને મદદ કરનાર જણાવ્યો છે (બા. ૩૬–૨). મીનોખેરદ કહે છે કે કએકાઉશ અને ફરેદુન સાથે જમશેદને અહુરમજદે સંપૂર્ણ અમ્મર બનાવ્યો હતો, પણ આહરેમને એઓના મન ઉપર ખરાબ અસર કરી. મીનોખેરદ (બા. ૮–૨૪) જમશેદથી આલમને નીચલા ફાયદા પ્રાપ્ત થયલા જણાવે છે. ૧) તેણે આલમના લોકોને ૬૧૬½ વર્ષ અને ૧૬ દહાડા સુધી દુઃખ અને બિમારી વગરના અને અમર કર્યાં. ૨) એણે એક વર બાંધ્યો, જ્યાં મલકોશના ભારી વરસાદ વેળાએ માણસોએ ભરાઇ બેસી પાછળથી બહાર આવી દુનિયાને પાછી વસાવી. ૩) આહરેમન, જે હસ્તીત્વને ગળી ગયો હતો, તેને એણે તેના પેટમાંથી ખેંચી કાહડયું. ડા. ઉવેસ્ટ પ્રમાણે, એક પેહલવી રેવાયત પ્રમાણેની એક અલંકારીક વાતાનો એ

ઇશારો છે, કે જ્યારે તેહેમુરસ આહરેમન ઉપર સ્વારી કરતો, ત્યારે અલબુર્જ પાહડ ઓળગતાં તેને બહુ ધાસ્તી લાગતી. તેહમુરસની બાયડીથી આહ-રેમને તેણીને પટાવીને એ ખબર મેળવી અને તે ખબરનો લાભ લેઇ અલબુર્જ પસાર કરતાં એક વખત તેને ફેંકી દીધો અને તેને ગળી ગયો. જમશેદને એ વાતની ખબર પડતાં વે જંગલમાં આહરેમનની સોધમાં ગયો અને ગાણું ગાઇ આહરેમનને બહાર લલચાવી ખેંચી લાગ્યો અને તાલ જોઇ તેનું પેટ ચીરી તેહેમુરસને ખેંચી કાઢયો. તેના હાથ એ બનાવ પછી કોહડથી ખરાબ થઈ ગયા હતા, પણ એક વખત ગોધાના નીરંગથી ધોતાં તે સાફ થઈ ગયા હતા. ૪) એનાથી ચોથો ફાયદો આલમને આ, કે એણે દેવોને ગોસ્પંદ સપુરદ નહીં કીધાં. એ કેઇ બાબતનો ઈશારો છે, તે સમજ પડતી નથી. મીનોખેરદ (બા. ૬૨–૧૫ થી ૧૮) એના વરતું થોડુંક વર્ણન આપે છે, જે વંદીદાદના વર્ણનને મળતું છે. પાછલી કેતાબો ઉપર આવતાં, દસાતીર, દબેસ્તાન વિગેરે એને પએગમબર જાહેર કરે છે. દસાતીર પ્રમાણે, અહુરમજદ એને કહે છે, કે "મેં તુંને પસંદ કર્યો છે. તું એક મોટો પએગમબર છે. મારૂં નુર તારા ચેહેરા ઉપર છે. તું મારા કેહવા પ્રમાણે કામ કર." ફીરદોસી પણ એને શરૂઆતમાં એક ધર્મી પાદશાહ અને એક મોબેદ તરીકે જણાવે છે. તે એના રાજ્યનાં વર્ષ ૭૦૦ જણાવે છે. ધર્મગુરૂઓ, લડવૈયાઓ, ખેડુતો અને કારીગરો, એવા મંડળીના ચાર મોટા વર્ગો એણે કર્યા હતા. (વધુ વિગત માટે જુઓ મારી "જમશેદ હોમ અને આતશ." નામની ચોપડી).

મુસલમાન લખનારાઓ ઉપર આવતાં માસુદી જમશેદને તેહેમુરસ નો ભાઈ જણાવેછે. નોહાની રેલને એના જમાનામાં જણાવેછે અને કહેછેકે એ ૬૦૦ વર્ષ અથવા તો ૭૦૦ વર્ષ અને ૬ મહિના રાજ્ય કરવા પછી મરણ પામ્યો. એક બીજા લખનારાને આધારે તે આ-તશની સેતાયશ એને હાથે દાખલ થયલી જણાવેછે.

તબરી[1] જમશેદે મગરૂરીથી પોતાને ખોદા ગણાવા માગ્યો, તેનો ઈસારો કરેછે, અને કહેછેકે બુતપરસ્તી એનાથી દાખલ થઈ, એણે આ-

---

૧ ઝોટનબર્ગની તબરી વાલમ ૧ પાનું ૬૪.

હરેમનની ફુસલવણીથી મગરૂરી કરી, પોતાને ખોદાઈ દરજજાનો ધાર્યો, અને વળી પોતાના પુતલાં બનાવી દેશે દેશ મોકલ્યાં, કે લોકો તેની પરસ્તેશ કરે.

મીરખોન્દની રોઝતુસ સફા જમશેદને લગતી ઉપલીંજ કેટલીક વાતો અને કથાઓ જણાવેછે. તે વધું જણાવેછે કે શરાબની સોધ એના વખતમાં એની એક બાંદીને હાથ થઈ હતી. પરસીપોલીસના હખીમીની-અન પાદશાહોના બાંધકામોને ભૂલમાં તખ્તે જમશેદનું નામ મળ્યું છે, તેનો ઈસારો આપણે આ તવારીખ નવેશમાં જોઇએ છીએ. એવીજ કોઈ ભૂલથી તે યુનાની ફીલસુફ ફીતાગુરૂસ (Pythagoras) ને એના રાજ્યમાં મેલે છે અને જણાવેછે કે તે તેની દરબારમાં આવ્યો હતો. એ વધું જણાવેછેકે એ પાદશાહની ચાર વીટીઓ મશહુર હતી, જે ઉપર એના ભલા અમલની ખુબીઓના લેખો કોતરેલા હતા.

## જોહાક.

એ અવસ્તાનો (અજિ) દંહાક (ય. ૫.-૨૯; ૭૪-૪૦; ૧૯-૫૦. ઇજ. ૯-૮ વં. ૧-૧૮), પેહેલવીનો દહાક, ફીરદોસીનો જોહાક અને દસાતીરનો દીઝહાખ છે. એને બીવરસ્પ પણ કહેતા. એ માટે બુનદેહેશ કહે છે (યુસ્ટી પા. ૬૯-૧૯ બાબ ૨૯-૯) કે "દહાકને બીવરસ્પ કહે છે." એ બાબે ફીરદોસી પણ બોલીજાએછે (મોહલ વા. ૧ પા. ૫૬). પેહેલવી બુનદેહેશમાં એને બીવરસ્પ શું કરવા કહયો છે તેનું કારણ સમજાવે છે કે તે ૧૦૦૦૦ (બીવર) ઘોડા (અસ્પ) નો માલેક હતો. હમકારાની આફ્રીનમાં પણ એને "બીવરસ્પ" કહયો છે. બુનદેહેશ પ્રમાણે બાપની ઓલાદથી એ ગયોમર્દના પાદશાહી ખાનદાનનો હતો, પણ માએની ઓલાદથી આહરેમનની તોખમનો હતો. એ કેતાબ પ્રમાણે એના બાપ તરફની પેઢી નીચે પ્રમાણે છે (પા. ૭૭-૧૧ બા. ૩૧-૬). ગયોમર્દ-મશ્ય-સીયામક-ફ્રવાક-તાઝ (જે હોશંગનો ભાઇ થાય)-વીરફશંગ-ઝાઇની ગાવ-ખ્રુતાસ્પ-દહાક. એજ કેતાબમાં એક જગ્યાએ એની માતાની પેઢી નીચે પ્રમાણે આપે છે. ગનાકમીનો-જાુરકાન-ગધવીથ્વ-પઇરી

ઉવર એશમ–ઓવોખમ–તમબયક–બયક–ઉદઇ( દેવી )–દહાક. દસા-
તીરનો ફારસીમાં તરજુમો કરનાર એને "તાઝે સીઆમક" ની
ઓલાદનો કહે છે, તે ઉપલી વંશાવળી ઉપરથી સમજ પડે છે
(પા. ૨૦૦). દીનકર્દના આઠમા દફતરમાં પણ એને હોશંગના ભાઇ
'તાઝ' ની ઓલાદથી ઉતરેલો જણાવ્યો છે. એની માએનું નામ,
જે બુનદેહશમાં ઉદઈ અથવા ઉદયેઈ છે, તે દાદેસ્તાને દીનીમાં વદક
કરી છે, અને તેણીને માટે ત્યાં કહે છે, કે તેણી આ દુનિયામાં પેહેલી
ઓરત હતી, કે જેણી પોતાના ખાવિંદ તરફ બેવફા થઇ બદફેલ નિવડી
હતી, અને જેણીએ પોતાની પેઢીને સળો લગાડયો હતો. અંહી
દુનિયાનાં સાત બૂરામા બુરા માણસોનાં જે નામ દીધાં છે, તેઓમાં
ઓરત તરીકે એણીનું નામ દીધું છે. (બા. ૭૨. ફ. ૫
બા. ૭૮ ફ. ૨). મીનોખેરદમાં એને "વદકાન દહાક" એટલે "વદક
(માએ) નો છોકરો દહાક" કહયો છે, તે એજ કારણે છે. (બા. ૫૭-૨૫).
બુનદેહેશમાં એના બાપનું નામ જંદ હરફે ખ્રુતાસ્પ આપ્યું છે, પણ દાદે-
સ્તાને દીનીમાં તે ખુરૂતસ્પ છે, જે ડા. ઉવેસ્ટ ઉર્વતસ્પ વાચે છે.
પણ એ પેહેલવી દાદેસ્તાને દીનીવાળું નામ પણ "ખ્રુતાસ્પ"
વાંચી શકાય (બા. ૭૮-૨), અથવા ડા. વેસ્ટ કહે છે તેમ, અસલ
ઉર્વતસ્પ નામ હોય, તે ભૂલમાં ખુરૂતાસ્પ વંચાયું હોય. ફીરદોસી
એના બાપનું નામ "મરદાસ" આપેછે. તે 'ખુરતાસ્પ' શબ્દના પેહેલા 'ખ
અક્ષરને બેદરકારીથી 'મ' વાંચ્યાથી અને છેલ્લાં 'પ' નો લોપ થયાથી
હોય. ફીરદોસી પ્રમાણે એનો બાપ એક પરહજેગાર આદમી હતો અને
જોહાક પણ પેહેલે એક ડાહ્યો શાહજાદો હતો. દસાતીરનો તરજુમો
કરનાર સાસાન પનજુમ પણ એમ કહે છે, કે તે "યજદાન અને
સેતારાઓની સેતાયશ કરતો, તેથી યજદાને તેને તેની મોરાદે પહોં-
ચાડયો." પણ પાછળથી એણે પોતાના બાપને અને જમશેદને મારી
નાખ્યા અને બીજા જુલમો કીધા તેથી ખોદાએ તેને સજા કરી.
એ અસલમાં ઘણો ડાહ્યો અને યુક્તિવાળો હશે તેથીજ સ્પીતમાન
જરથોસ્તની આફ્રીનમાં દુઆ દેવામાં આવેછે કે "હજંધ્ર યઓક્તયો
બવાહી, યથ અજોઇશ. દહાકાઈ. અધ દએન." એટલે "બૂરી દી-
નવાળા જુહાકની માફક હજાર યુક્તિ વાળો થજે." ફીરદોસી

પ્રમાણે એની જીંદગીનો સારાંશ આ છે, કે એણે સેતાનની ફુસલવણીથી નેક રાહ છોડી અને બૂરી અખત્યાર કરી, તેથી લોકોએ ત્રાસ ત્રાસ પામી કાવે આહનગર નામના શખસના હાથ તળે બંડ ઉઠાવ્યું અને ફરેદુનને તેડી લાવી તેને ગાદી ઉપર બેસાડયો, અને ફરેદુને તેને દેમાવંદ પહાડ ઉપર બંદ કીધો. અવસ્તા પ્રમાણે શાહ ફરેદુને એના ઉપર ફતેહ મેળવવા દુઆ ગુજારી અને તે બર આવી. ફરદુને એને દેમાવંદ કોહ ઉપર બંદ કીધો, તેનો ઇશારો હમકારાની આફ્રીનમાં મળે છે. ત્યાં દેમાવંદ કોહની સીફતમાં કહે છે કે "કે દરવંદ બીવરસ્પ અંદર બસ્તે એસ્તેદ." એટલે "જેમાં ઘાતકી જુહાકને બાંધ્યો છે." એ ફકરો પેહેલવી બુનદેહેશના દેમાવંદની સીફતના એક ફકરાનો જાણે તરજુમો છે. (યુસ્ટી પા.૨૪-૧૨ બા. ૧૨-૩૧)

એ એક જુલમગાર પાદશાહ હતો, તેનો ઇશારો અવસ્તામાંથી ખુલ્લો મળે છે. (યસ્ત ૫-૨૯). ત્યાં એ દુઆ ગુજારે છે કે હફતકેશ્વર જમીનને તારાજ કરવાને તે શક્તિવાન થાય. અલબતે એની એ બદ દુઆ બર આવતી નથી. વળી જમ્યાદ યસ્ત પ્રમાણે તેણે ઇરાની ખોરેહ, તુર અથવા કીર્ત્તિ મેળવવાની કોશેશ કરી પણ તેમાં ફાવ્યો નહીં. પેહેલવી પુસ્તકો ઉપર આવતાં બુનદેહેશ કહે છે કે એણે આહરેમન પાસે પોતાની બદ દુઆઓ ચાહી હતી. તે દુઆ ચાહવાની જગ્યા તરીકે ત્યાં 'સ્પેદ' નદીનું નામ દીએ છે. (યુસ્ટી પા. ૫૨-૧૧ બાબ ૨૦-૨૩).

ત્યાં કહે છે કે "સ્પીદ નદી આતરપાતકાનમાં છે. કહે છે કે દહાકે દુઆ (આયપ્ત) આહરેમન દેવથી અંહી માગી હતી." ફરેદુને એને માર્યો, તે બાબતના અવસ્તાના લખાણુને ટેકો આપતાં બુનદેહેશ કહે છે (પા. ૬૯-૨૦ બા. ૨૯-૯) કે "ફરેદૂને જ્યારે દહાકને પકડયો ત્યારે તે મારી ન શકયો, અને (તેથી) પછી એને દેમાવંદ કોહમાં બંદ કર્યો. જ્યારે તે પોતાની બેડી તોડશે (બેડીવીનાનો થશે) ત્યારે સામ (કેરેસાસ્પ) ઉઠશે, તેને મારશે અને કતલ કરશે."

એણે પોતાની પ્રજા ઉપર પાડેલા જુલમને એવોતો મરગરજાન ગુનાહ ગણ્યો છે, કે એને (અને અફ્રાસીઆબને) એવી શિક્ષા કર-

વામાં આવી છે કે જેવી કોઈ બીજાને નહીં. તે સજાને "ત્રીશ્રામ ક્ષફ્નામ" એટલે "ત્રણ રાતની સજા" કહે છે (પા. ૪-૪ બા. ૩૦-૧૬). બુનદેહેશ (બા ૩૪-૫) એના રાજ્યની મુદ્દત ૧,૦૦૦ વર્ષની જણાવે છે, જે ફીરદોસી પણ એટલીજ જણાવે છે. મીનોખેરદ એને ટેકો આપે છે (બા, ૫૭-૨૫). બહમન યષ્ટ એને, અફ્રાસીઆબને અને શિકંદર રૂમીને એક પંક્તિના બૂરાઓ ગણે છે. (બા. ૩-૩૪). સેવટે એનો સમુલો અંત કેરસાસ્પને હાથે આવશે, એમ બહમન યષ્ટ પણુ જણાવે છે (બા. ૩-૫૬ થી ૬૨). દાદસ્તાને દીનીમાં એને વિષેનું લખાણુ જોતાં દિસે છે, કે એ કેતાબ પ્રમાણે પણુ કેરસાસ્પને એને સેવટે મારનાર ગણ્યો છે (બા. ૩૬-૩ બા. ૩૭-૯૭). ફીરદોસી એની ખાંધ ઉપર બે સાપો ઉગેલા વર્ણવે છે, તેનો ઈશારો આએ કેતાબમાં પેહેલો મળે છે (બા. ૩૭-૫૭). ત્યાં કહે છે કે એની ઉપર જોરાવર દેવો સાપના આકારમાં વળગેલા છે. આએ દુનિયામાં પેદા પડેલા બૂરામાં બૂરા સાત પુરૂષોમાં એક એને ગણ્યો છે (બા. ૭૨-૫). વળી એનાથી અ-કુદરતી ગુનાહ ભર્યાકામો દુનિયામાં શરૂ થયલાં જણાવ્યાં છે. કેરેસાસ્પને લગતી પેહેલવી રેવાયતમાં એનું નામ વારેઘડીએ આવે છે. કેરેસાસ્પનાં કેટલાક કામોમાં એક કામ સેવટે એ જુહાકને મારવાનું ગણ્યું છે. કેરેસાસ્પ પોતા માટે હવે પછી એ કામ બાકી રહેલું જણાવી અહુરમજદને અરજ ગુજારે છે કે આતશને જરબ મારવાના વાંક માટે તેને દરગુજર કરી ભવિષ્યમાં આએ ભલુંકામ જે તે કરવાનો છે તેને ખાતર, તેને બેહેસ્તમાં જવા દેવો. મીનોખેરદ એને, અફ્રાસીઆબ અને સિકંદરનો જોડયો એટલે એવોના જેવો બૂરો ગણે છે. તે કહે છે કે એ બન્નેની માફક આહરેમને એને તો અમર્ગી માટે સરજ્યો હતો, પણુ અહુરમજદે એને એ બૂરો નિવડયો માટે સજા કીધી. એને ૧,૦૦૦ વર્ષની મુદ્દતનું લાંબુ રાજ્ય આપ્યું હતું, તે આહરેમને આપ્યું હતું. ત્યાં આહરેમન જરથોસ્તને ફુસલાવતાં કહે છે કે "જો તું મજ્દયસ્ની ધર્મથી પાછો ફરે તો, જેમ જોહાકને મેં ૧,૦૦૦ વર્ષનું રાજ્ય આપ્યું હતું તેમ તુને આપું" (બા. ૫૭-૨૫). મીનોખેરદ કહે છે, કે જુહાકના હાથમા ઈરાનનું રાજ્ય ગયું, એ એક રીતે ભલુંજ થયું, કારણુ જો તે તેના હાથમાં નહીં ગયું હતે, તો 'એશ્રમ' દેવના હાથમાં જતે,

જેના હાથમાંથી છેક રસ્તાખેજ સુધી છુટી શકતે નહીં. એના હાથમાં ગયું તો સારૂં, કે ફરેદુન તેના હાથમાંથી છોડવી શકયો (બા. ર૭-૩૪ થી ૪૦). સદદર કેતાબમાં એને અફ્રાસીઆબ, તુર બરાતુર જેવા બૂરાઓની સંફનો ગણ્યો છે. ફીરદોસી પ્રમાણે કાવે આહનગરે જે એની સામે બળવો કર્યો હતો તે બનાવની બાબતને એ કેતાબ ટેકો આપે છે (બા. પર-પ).

મહોમેદન લખનારાઓ ઉપર આવતાં માસુદી જોહાકને બીવરઅસ્પ કહેછે અને તેને કયોમરસના છોકરા બર્સના છોકરા સીયામકના છોકરા ફરવાલ્લના છોકરા તાહના છોકરા હાબાસના છોકરા રીદવાનના છોકરા અર્વાદસ્પનો છોકરો જણાવેછે. એના બાપતું એ અર્વાદસ્પ નામ તે દાદેસ્તાને દીની વાળું ઉર્વતસ્પ નામછે. અરબ લખનારાઓ એને યમનનો સ્થાપનાર ગણેછે. તબરીમાં એના સંબંધમાં કાંઈ નવી હકીકત મળતી નથી.

મીરખોન્દ પોતાની રોઝતુસસફામાં એને જમશેદની બેહેન, જે અર્બસ્તાનના એક રાજાને ત્યાં પરણી હતી, તેનો છોકરો જણાવેછે. એનું અસલ નામ દહાકછે, તેનો તે "દસ (દેહ) ખામી (આક)" એમ અર્થ કરેછે, અને કહેછે, કે આરબોએ એ દહાક નામનું જેહાક અથવા જોહાક નામ બનાવ્યું. એણે પોતાના બાપને મારી નાખ્યો, તેનો સબબ એ લખનાર એમ જણાવેછેકે, એ બચપણથી જાદુઈ શિખવા ઉપર વલાણ રાખતો. તેનો બાપ, જેનું નામ મીરખોન્દ, આરબો મુજબ, 'અલવાન' આપેછે, તેણે એવાં કામથી તેને વાર્યો. તેથી બાપની શિખામણથી નારાજ થઈ હારૂત અને મારૂત નામના ફરેસ્તાઓ, જેઓને ખોદાએ તેઓની ખરાબ વર્તણુકને માટે આકાશમાંથી હાંકી કાઢયા હતા, તેઓનો એક ચેલો, જે એનો ઉસતાદ થતો હતો, તેની આગળ ફરીયાદ ગયો. તેની ઉશકેરણીથી તેણે જાદુઈ કરતુકોથી પોતાના નેકજાદ પિતાને મારી નાખ્યો. એના ખભા ઉપરના કેહેવાતા બે સાપો માટે કહેછે, કે તે સાપના જેવાં દરદો હતાં, જે માટે ઉપાય તરીકે માણસના બે ભેજાંનો ગરમ સેક તબીબોએ ફરમાવ્યો હતો.

ફરેદુને જોહાકને હરાવીને બંધ કરવાનો દિવસ મેહેર મહિનો ને મેહેર રોજ ગણાયછે. એ દિવસ મેહેરંગાનના જસન તરીકે આપણામાં

ઓળખાયછે. મીરખોન્દ બીજા તવારીખ નવેશોને આધારે એ નામ "મેહર જાન" એટલે "જાનની મેહેર અથવા ખુશી" એમ જણાવેછે

## ફ્રેદુન.

એ અવસ્તાનો થએતઓનછે (ય. ૫-૩૩, ૬૧; ૯-૧૩; ૧૩-૧૩૧; ૧૪-૪૦, ૧૫-૨૩; ૧૭-૩૩; ૧૯-૯૨; ૨૨-૨; ઈજી. ૯-૭; વં ૧-૧૮). એનું નામ પેહેલવીમાં ફરેદુન અને શાહનામામાં પણ ફરેદુન છે. દસાતીરમાં એ "પરોસદુમ" છે, જેને "ફરપુદે આતબીર" એટલે "આતબીર (આથવ્યાંન) નો છોકરો" કહમો છે. વેદમાં એને મળતું નામ ત્રતન છે. અવસ્તા પ્રમાણે તે આથવ્યાન નામના એક ભલા પરેહજગાર પુરૂષનો છોકરો હતો, જેને ત્યાં હોમની ક્રિયા કરવાના બદલામાં એ છોકરાની વૃધ્ધિ થઈ હતી. (હા. ૯ ફ. ૭). યસ્તોમાં પણ એને આથવ્યાનનો છોકરો કહમો છે. એ આથવ્ય તે વેદનો 'આપત્ય' છે, જેને વેદમાં ત્રીતનો બાપ કહયો છે, જે ત્રીત અને ત્રેતન વેદમાં ભેળાઇ ગયેલા છે. ફીરદોસી પ્રમાણે એના બાપનું નામ, આથવ્યને મળતું, આબતીન છે. દસાતીર પ્રમાણે એના બાપનું નામ 'આતબીર' છે. બુનદેહેશમાં એને અસ્પ્યાનનો ફરેદુન કહયો છે (બા. ૩૧. ફ. ૭).

એના ખાનદાન બાબે નીચલી હકીકત મળે છે. ફરેદુન જે આથવ્યનો છોકરો હતો, તે વંશપરપરા એ નામ ધરાવનાર ઘણા આથવ્ય (આસ્પ્ય) માંના છેલ્લા આસ્પયનો છોકરો હતો, એમ બુનદેહેશ ઉપરથી માલૂમ પડે છે. બુનદેહેશ (બા. ૩૧-૭) માં એની વંશાવળી નીચે પ્રમાણે આપી છે. આએ ટીપ યુસ્ટી (પા. ૭૭-૧૭. બા. ૩૧-૭) ઉપરથી ઉતારી છે, પણ તેમાં બીજું નામ પુરતોરા ભૂલથી રહી ગયું છે, તે અંહી ઉમેર્યું છે, કારણ આગળ ચાલતાં બુનદેહેશ એ નામ જણાવેછે.

ફરીદુન અસ્પયાંન.
પુરતોરા „
સીઆકતોરા „

ઓરતોરા ,,
સ્યાકતોરા ,,
સ્પીદતોરા ,,
ગેફ્રતોરા ,,
રમકતોરા ,,
વફ્રઘેસનીતોરા ,,
યીમ વીવંઘાન ,,

એ ટીપ ઉપરથી જણાય છે કે ફરેદુન જે આથવ્યને પેટે જનમ્યો હતો, તે આથવ્ય " પુરતોરા " નામથી જણાયલો હતો, કારણ ત્યાં કહે છે કે " આસ્પયાંન ( આથવ્યાંન ) પુરતોરાથી ફરેદુન જનમ્યો. " વળી ફરેદુન " આથવ્ય પુરતોરા " ને પેટે જનમ્યો હતો, તેને જરથોસ્ત સ્પાતામાનની આફ્રીનથી અને વીસ્તાસ્પ યસ્તમાં આવેલી દુઆથી ટેકો મળે છે. ત્યાં દુઆ દે છે કે " પોઉરૂગો બવાહિ યથ આથવ્યનોઇશ." એટલે " આથવ્યાનના જેવો પુષ્કલ ગોસ્પંદવાળો થજે". એ અવસ્તાનો પોઉરૂગો તે પેહેલવી પુરતોરાને મળતો છે. શાહનામા પ્રમાણે ફરેદુનતું પોષણ કરનારી ગાયતું નામ જે 'પુરમાયે' હતું, તેને હું ધારૂંછું કે એ પેહેલવી પુરતોરા અને અવસ્તાના પોઊરૂગો સાથે કાંઈ સંબંધ હશે. બુનદેહેશની વંશાવળી ઉપરથી માલૂમ પડે છે, કે કદાચ એનું ખાનદાન પૈસે ટકે સુખી હશે, કારણ કે, તેના ઘણાક પુરૂષોનાં નામો, ઢોર, જે તે જમાનાની દોલત ગણાતી, તે ઉપરથી પડયાં છે. બુનદેહેશ પ્રમાણે, આપણે જોયું, કે ફરેદુનના ખાનદાનની વંશાવળી છેક જમશેદ વીવંઘાન સુધી પહોંચી હતી. ફીરદોસી તો તેને છેક તેહેમુરસથી ઉતરેલો જણાવે છે (મોહલ વા. ૧ પા. ૮૨).

અવસ્તા યા બુનદેહેશ ઉપરથી એની માનું નામ જણાતું નથી, પણ ફીરદોસી તે નામ ફરાનક આપે છે. મોજમુલ તવારીખના કર્તા પ્રમાણે તેણી બસલાના પાદશાહ થેહરની છોકરી થતી હતી.

અવસ્તા ઉપરથી કેથે માલૂમ પડતું નથી કે ફરેદુનને શું ફરજંદ હતાં, પણ બુનદેહશ જણાવે છે કે (પા. ૭૮-૬. બા ૩૧-૯).

“ફરેદુનથી ત્રણ છોકરાઓ જનમ્યા હતા, સેલમ, તુર્જ અને એરચ.” એ ત્રણ નામ તે ફીરદોસીના સેલમ તુર અને એરચ છે. બુનદેહેશ પ્રમાણે એરચને ત્યાં પણ ફરજંદ થયાં હતાં.

બુનદેહેશ પ્રમાણે એને બે ભાઇઓ હતા. બરમાયુન અને કતાયુન. એઓ વિષે ફીરદોસી પણ બોલે છે (મોહલ વા. ૧ પા. ૯૦).

બુનદેહેશનો ‘કતાયુન’ તે શાહનામાનો ‘કયાનુશ’ છે, અને બુનદેહેશનો ‘બરમાયુન’ તે શાહનામાનો ‘પુરમાયે’ છે. બુનદેહેશ એ બે ભાઇઓ કરતાં ફરેદુનને વધુ કીર્તિવાન જણાવે છે. શાહનામુ કહે છે કે એ ભાઇઓ ફરેદુનનું રોશન બખ્ત અને ચઢતી જોઇ એની ઉપર અદેખા થયા હતા અને એક દીન એઓએ એને મારી નાંખવાનો વિચાર કર્યો. જ્યારે તે જોહાક સામે કુચ કરતાં માર્ગમાં એક પાહડની કઢણે સુતો હતો, ત્યારે તેઓએ ગુપચુપ તે પહાડ ઉપર જઈ એક મોટો પથ્થર એના ઉપર ગગડાવ્યો, પણ સારાં ભાગ્યે ફરેદુન તે પથ્થરના ગબડવાના અવાજથી જાગી ઉઠયો, અને બચ્યો. શાહનામા પ્રમાણે અરનવાજ અને શેહેરનાઝ કરી એની બે બાયડીઓ હતી, જેણીઓ શાહનામાની કોઇક નકલો પ્રમાણે જમશેદની બેનો હતી અને જોહાકને હાથ સપડાઇ હતી, અને મો. મોહલની નકલ પ્રમાણે જમશેદની છોકરીઓ હતી. એઓ જમશેદના વંશવેળાની કોઇ છોકરીઓ દિસે છે. એઓનાં નામ અવસ્તા (આવાં ય. ફ. ૩૪) માંથી એરેનવાચ અને સવંઘહવાચ કરી મળે છે.

વંદીદાદ (પરગ.૧-૧૮) અને રામ (ફ. ૨૩) અને અશીશંગ (ફ. ૩૩) યસ્તોમાંના ઇશારા ઉપરથી દિસે છે કે એ પાદશાહની જન્મ ભૂમિ વરેન તે હાલનું ગીલાન શેહેર હતું. અનજુમન આરાએનો કર્તા એ શેહેર ફરેદુને એરચ માટે સ્થાપેલું જણાવે છે.

બુનદેહેશ ફરેદુનના રાજ્યના ૫૦૦ વર્ષ જણાવે છે. ફીરદોસી પણ એ મુદત ૫૦૦ વર્ષ જણાવે છે. બુનદેહેશ પ્રમાણે ફરેદુન અને મીનોચેહર વચ્ચે ૧૧ પેઢી થઈ ગઈ હતી. ત્યારે ફરેદુન અને એ પેઢીના અરસાના એ વર્ષો હોય.

અવસ્તા પ્રમાણે એનું મોટું પરાક્રમ એ હતું, કે એણે અજીદહાક (જોહાક) નામનો એક બૂરો પાદશાહ, જે ઇરાનના હકદાર પાદશાહના હાથમાંથી રાજ્ય લેઈ ગાદી ઊપર બેઠો હતો, તેને ઈરાનમાંથી હાંકી કાઢયો એ પરાક્રમ માટે ફરેદુન દુઆ ગુજારે છે, જે કબૂલ રાખવામાં આવે છે. (આંવાં ય. ૩૪). એ પરાક્રમ વિષે બુનદેહેશ નીચલી નોધ લે છે (પા. ૬૯-૧૯. બા. ૨૯-૯). "દહાક, જેને બીવરસ્પ કહે છે, તેને માટે કહે છે, કે જયારે ફરેદુને દહાકને પકડયો, ત્યારે તેને મારી નાંખી શકયો નહીં, તેથી સેવટે તેને દેમાંવંદ કોહ ઉપર બાંધ્યો." ફરેદુનના એ પરાક્રમનો ઇસારો બહમન યશ્ત (બા. ૩ ૫૫ થી ૫૮) માં પણ આવે છે, ત્યાં જણાવે છે કે બીવરસ્પ (દહાક) દેમાવંદ કુહ ઉપર ફરેદુનથી બીહતો હમેશાં રહે છે. દાદસ્તાનેદીના (બા. ૩૭-૯૭; ૬૫-૫) પણ એ પરાક્રમની નોધ લેછે. મીનોખેરદ કહે છે (બા. ૮-૨૭) કે જમશેદ અને કૈકાઊશની માફક અહુરમજદે ફરેદુનની સરજત અમર રેહવાની સરજી હતી, પણ તે સરજતમાં આહારેમનની કુસલવણીથી ફરેદુન ફર્યો. ફરેદુને પોતે પોતાના છોકરાઓ તુસ અને સેલમ તરફ એરચના ખુનનો કિનો રાખ્યો તેનો આ ઇસારો છે. એ કેતાબ, જ્યાં જૂદા જૂદા અસલી મહાન પુરૂષોથી દુનિયાને થયલા ફાયદાઓ વર્ણવે છે, ત્યાં ફરેદુનથી એ કામ વર્ણવે છે, કે તેણે દુનિયાને જાલેમ જુહાકથી છોડવી (બા. ૨૭-૩૮). એ કેતાબ ફરીથી પણ ફરેદુનની પાછલી કિનાખોર ચાલનો ઇશારો કરે છે (બા. ૫૭-૨૧). પેહેલવી અને ફારસી રેવાયતો કહે છે કે ખોરદાદ સાલને દિને ફરેદુને પોતાનો મુલક પોતાના ત્રણ છોકરાઓને વેંહચી આપ્યો, જે વેંહચણીમાં નાના એરચને કિમતી ઇરાનનો મુલક આપવાના ગેર ઇનસાફથી બીજા બે છોકરાઓએ તેને મારી નાખ્યો. એના કિનામાં તેણે તેઓને મારો નખાવ્યા. એ વેંહચણીના કામથી અને પોતાની કિનાખોર ચાલથી પેહેલવી લખાણો પ્રમાણે, તે ખોદાની નજરમાં ગુનેહગાર માલૂમ પડયો. અવસ્તા અને પેહેલવી કેતાબોએ ઇશારો કરેલા ઉપલા પરાક્રમનું ફીરદોસી વિગતવાર વર્ણન આપે છે. ફીરદોસી પ્રમાણે જાલેમ જુહાકે ઈરાનની ગાદી ઉપર આવ્યા પછી ઘણા ભલા ઇરાનીઓને મારી નાખ્યા હતા. તેમાં એક ફરેદુનનો બાપ હતો. એના જુલમથી કાવે નામના એક લુહારે એની સામે બંડ

ઉડાવ્યું અને તે ફરેદુનને જઇને મળ્યો. ફરેદુને જોહાક સાથે લડાઇ કરી તેને બંદીવાન પકડી દેમાવંદ કુહ ઉપર બંધ કીધો. ત્યાર પછી એ બનાવની યાદમાં તેણે એક મોટું જશન કર્યું અને ઇરાનની ગાદી ઉપર પોતે બેઠો. એ જશન તે મેહેરગાનનું જશન હતું કે જે ફરેદુનથી તવારીખમાં આજ સુધી, ફીરદોસી કહે છે કે, યાદગાર રહી ગયું છે.

એની જીંદગીના સંબંધમાં ફીરદોસીની એક બીજી બાબતને અવસ્તાથી ટેકો મળે છે. તે એ છે કે તેણે જાહેમ જોહાકના હાથમાંથી પાદશાહ જમશેદની બેહેનો અથવા કોઇક નકલ પ્રમાણે છોકરીઓ, પણ ખરેખર જોતાં તેની વંશાવળીની કોઇ છોકરીઓ, નામે અરનવાઝ અને શેહેરનાઝને છોડવી. અવસ્તાનો એક ઇસારો એ બાબતને ટેકો આપે છે. આંવાંયષ્ટ (ફ. ૩૪) પ્રમાણે ફરેદુન દુઆ ગુજારે છે કે તે જોહાકને હાથથી “સવંઘવાચ અને એરેનવાચ” નામની બે સુંદરીઓને છોડવી લાવે. તેની એ મોરાદ બર આવે છે, ફીરદોસી પ્રમાણે ફરેદુન એઓને છોડવી લાવી, તેઓ સાથે પરણ્યો અને તેઓને પેટે એને ત્રણ ફરજંદો અવતર્યા. શેહેરનાઝને પેટે સેલમ અને તુર અને અરનવાઝને પેટે એરચ. એ છોકરાઓને એણે યમનના પાદશાહની બેટીઓ સાથે પરણાવ્યા, અને પછી તેઓને પોતાનો મુલક વેહેંચી આપ્યો. તેમાં સેલમને ‘રૂમ’ અને ‘ખાવર’ તુરને તુરાન અને ચીન, અને નાના છોકરાને ઇરાન. હવે જો કે એ વેંહચણીનો અવસ્તામાંથી કાંઈ સીધો ઇશારો મળતો નથી, તોપણ એઓને આપેલા મુલકોનાં નામ મળે છે, જે નામો એઓના પોતાનાં નામોને મળતાં દિસે છે. એ નામો ફરવરદીન યષ્ટમાં અઇર્ય (તે એરચનો મુલક) તુઇર્ય (તે તુરનો મુલક) અને સઇરીમ (તે સેલમનો મુલક) તરીકે મળે છે. (ફ. ૧૪૩-૧૪૪). પેહેલા બે છોકરાનાં નામ પણ અવસ્તામાંથી મળે છે. ફરેદુનની પાછલી જીંદગીના બીજા કોઇ બનાવનો અવસ્તામાંથી ઇશારો મળતો નથી ફીરદોસી પ્રમાણે ઉપલી વેંહચણીથી એના વડા બેટાઓ, નાનો એરચ, જેને કિમતી ઇરાનનો મુલક આપ્યો હતો, તે ઉપર અદેખા થયા અને તેને દગાથી મારી નાખ્યો, જેના કિનામાં

ફરેદુને એરચની ઓલાદથી ઉતરેલા મીનોચેહર પાસે એઓને મારી નખાવ્યા. બુનદેહેશ (બા. ૩૧-૯) રીરદોસીને ટેકો આપે છે. બીજા પેહેલવી અને ફારસી લખાણો પણ એ બાબતને ટેકો આપે છે, અને વળી કહે છે, કે ફરેદુનની એ ગેર ઇનસાફની અને કિના કપટની ચાલ ખોદાની નજરમાં અઘટીત માલૂમ પડી. ફરેદુને અઝીદહાકને મારવાને લગતી વાત, વેદમાં ત્રૈતનએ ઇન્દ્રની આગળ 'અહી' ને મારવાની વાતને મળતી આવે છે. ત્રૈતનને વેદમાં ત્રિતત પણ કહ્યો છે. જેમ થ્રએતઓનનો બાપ 'આથવ્ય' છે, તેમ વેદમાં ત્રૈતનનો અલકાબ 'આપત્ય' કરી છે. ફરવરદીન યસ્તમા ફરેદુનના ફરોહરને તાપ, બોખાર, વિગેરે બૂરાં દરદોની સામે થવા માટે આરાધ્યું છે. એનો ખુલાસો દાદસ્તાને દીની ઉપરથી માલૂમ પડે છે, કે જયાં ફરેદુનને "તંનદુરસ્તીના ઉપાયો (બએશઝ) થી ભરપૂર" ગણ્યો છે. (બા. ૩૭-૩૫). ફરવરદીન યસ્ત અને દાદસ્તાને દીનીના એ ઇશારા એવું દેખાડે છે, કે પાદશાહ ફરેદુને માણસના શરીરના દુઃખો ટાળવાના કાંઈ ઉપાયો પણ સોધી કાઢ્યા હોય. મીરખોન્દની તવારીખ એ બાબતને ટેકો આપે છે. તેના કહેવા પ્રમાણે ફરેદુન દવા દારૂનો સોધી કાહાડનાર હતો. તે કહે છે કે, એ કારણને લીધે, પછવાડેના જમાનામાં, માણસના શરીરો ઉપર કોઈ બિમારીની વખતે જે તાવીજો બાંધવામાં આવતી, તેમાં એ પાદશાહનું નામ લખવામાં આવતું. હવે વંદીદાદની ૨૦મી પરગરદમાં એક થ્રીત નામના તબીબ વિષે લખાણ આવે છે, કે તે પેહેલ વેહેલો જાણીતો તબીબ હતો, જેણે આએ દુનિયામાંથી ઘણાં દુઃખ દરદો દફે કર્યાં અને ઘણા નવા પાલાઓ દવાઇમાટે સોધી કાઢ્યા વિગેરે. પ્રોફેસર દાર્મસ્ટેટર કહે છે કે એ થ્રીત અને થ્રએતઓન (ફરેદુન) એકજ શખસ છે. વેદમાં પણ જે કામ ફરેદુને બજાવ્યું છે, તે કામ ત્રૈતન અને ત્રીતએ બંને શખસોને બજાવતા જણાવ્યા છે, જે એકજ ધણીઓ છે. જેમ અવસ્તામાં થ્રએતઓનને આથવ્યનો કહેલો છે, તેમ વેદમાં ત્રીતત આપત્ય છે. જો ફરવરદીન યસ્તના અને બુનદેહેશના ઇશારા પ્રમાણે ફરેદુને માણુશ જાતનાં દુઃખો ટાળવામાટે દવા દારૂની સોધખોળમાં ભાગ લીધો હોય, તો તેની અઝીદહાકને મારવાની બાબતને

અસલી જમાનાઓના તબીબોની સાપ ( અઝી ) મારવાની બાબતસાથે કાંઈ સંબંધ દિસે છે. કહે છે કે અસલી તબીબો સાપ ને મારી તેનો ઉપયોગ દવાઈમાં કરતા. અસલી પોમપીઆઇને ખોદી કાઢતાં, કહે છે કે, તબીબોનાં ઘરની દીવાલ ઉપરથી ધંધાની નિશાન તરીકે સાપનાં ચિત્રો મળતાં, જે દેખાડતાં કે એ તબીબનું ઘર છે.

મહોમેદન લખનારાઓ ઉપર આવતાં માસુદી ફરેદુનને જમશેદના છોકરા અતફીઆદનો છોકરો જણાવેછે. એ લખનાર જણાવેછે કે એને તુસ શેહરમાં એક આતશ કદેહ બાંધ્યું હતું અને બીજું બોખારામાં બર્દસુરેહ નામનું બાંધ્યું હતું.

જ્યારે ફીરદોસી જણાવેછે કે ખુદ ફરેદુનના વખતમાં તેના વડા બેટાઓ સેલમ અને તુરે નાના બેટા એરચને મારી નાખ્યો હતો, ત્યારે તબરી એમ કહેછે કે એ બનાવ ફરેદુનના મરણ પછી બન્યો હતો.

મીરખોન્દ એ ત્રણ બેટાઓ માટે કહેછે કે પેહેલા બે જોહાકની એક બેટી જેની સાથે ફરેદુન પરણ્યો હતો, તેના પેટના હતા, અને એરચ ઇરાનદોખ્ત, જે પારસના મુલકની એક સ્ત્રી હતી, તેને પેટ અવતર્યો હતો.

## મીનોચેહેર.

એ અવસ્તાનો મનુશ ચિથ્ર, (યશ્ત. ૧૩-૧૩૧) બુનદેહેશનો માનુશ ચિથ્ર, દસાતીરનો મીરોઝાદ અને શાહનામાનો મીનોચેહર છે. અવસ્તામાં એને "મનુશ ચિથ્રહે અઇર્યવહે" એટલે "એરચનો મીનોચેહર" કહયો છે. તે ઉપરથી એટલું દિસે છે કે તે એરચની પેઢીનો હતો. એરચની કઈ પેઢીનો એ હતો તે બુનદેહેશ (પા. ૭૮-૭ બા. ૩૧-૯) ઉપરથી માલૂમ પડે છે. એ કેતાબ પ્રમાણે એરચને એક છોકરી હતી જેનું નામ (યુસ્તીની નકલ પ્રમાણે) ગન્જ અથવા (તેમુરસ અને ઉવેસ્તની નકલ પ્રમાણે) ગુજક હતું. જ્યારે એરચ અને તેના બે બેટાઓને સેલમ અને તુરે મારીનાખ્યા, ત્યારે ફરેદુને એ છોકરીને છુપાવી રાખી હતી. તેણીને પેટે એક છોકરી અવતરી હતી. એ વાતની ખબર એરચના ભાઈઓને પડતાં તેઓએ એરચની

છોકરી 'ગન્જ' ને પણ મારી નખાવી. પણ તેણીની છોકરીને ફરેદુને કેથે છુપી રીતે ઉધારી. એણીની પેઢી દર પેઢીની ૧૦મી ઓલાદે મીનોચેહેરનો જન્મ થયો બુનદેહેશ પ્રમાણે એ મીનોચેહેરે મોટો થઈ પોતાના વડવા એરચના કિનામાં તેના ભાઈ સેલમ અને તુરને મારી નાખ્યા. બુનદેહેશ પ્રમાણે એને ફ્રીસ, નોદર અને દુરાસ્રોબ નામના છોકરા હતા એઓમાંથી દુરાસ્રોબથી પએગમબર જરથોસ્તની અને મોબેદાન મોબેદોની, એમ બે પેઢી ઉતરી હતી નોદરથી બે નાની પેઢી એક પાદશાહની અને એક મોબેદોની ઉતરી હતી. ફીરદોસી પ્રમાણે 'મીનોચેહેર' એરચની એક માહઆફ્રીદ નામની બાયડીને પેટની એક છોકરી, જેને ફરેદુને પોતાના એક ભાઈના છોકરા પસંગ સાથે પરણાવી હતી, તેને પેટે જનમ્યો હતો. દસાતીરમાં એને "મીરોઝાદ ફરપુદે ઇઅરશાદ" એટલે "એરચનો છોકરા મીનોચેહર" કહયો છે (પા. ૨૧૪). એ કેતાબમાં એને પએગમબર અને એક મોબેદ પણ ગણ્યો છે. મીનોખેરદ (બા. ૩૭-૪૨, ૪૩) એને ફીરદોસીની માફક એરચનો નબીરો ગણે છે. જો મીનોચેહેરે ખુદ સેલમ અને તુર ઉપરજ એરચનો કિનો લીધો હોય, તો તે બુનદેહેશ કહે છે તેમ, છેક એરચથી ૧૦મી પેઢીનો નહીં પણ ફીરદુસી અને મીનોખેરદ કહે છે તેમ, નજદીકની બીજી ત્રીજી પેઢીનોજ હોવો જોઇએ. બુનદેહેશમાં એની જીંદગીના નીચલા ઇશારા મળે છે. બુનદેહેશ પ્રમાણે મીનોચેહેરનો જન્મ માનુશ પહાડની ઉપર થયો હતો.

એણે ફરાત નદીના પાણી (યુફ્રેતીસના પાણી) ને એક માર્ગમાં એકઠાં કર્યા અને તેના પાણી લોકોને પીવા માટે આપ્યાં. એટલે યુફ્રેતીસ નદીના પાણીને એ નેહેરો મારફતે માણસ અને ખેતીનાં ઉપયોગમાં લાવ્યો. બુનદેહેશમાં કહેછે કે

"જાહેર થયલુંછે કે તેના (ફરાતના) ઝરાઓના મુળને મીનોચેહેરે ખોદી કાહાઢયું અને સઘલાં પાણીને પાછું એક જગ્યાએ વેહેતું કર્યું (ફેંકયું)...તેના પાણીને પકડયું (વેહેતું કર્યું) અને પીવાને આપ્યું (ખ્વારીનીદ એટલે ખવાડયું) (પા. ૫૧-૧૪ બા. ૨૦-૧૧). એક વખત મીનોચેહેર અફ્રાસ્યાબને હાથે પાદશખ્વાર પહાડમાં ઇરાનીઓ સાથે

બંદ પડયો હતો અને તેના લશ્કરની હાલત બતંગ થઇ ગઇ હતી. ત્યારે અગ્રેરસે ખોદાપાસે દુઆ માગી તેઓને એ બતંગ હાલતમાંથી ખલાસ કર્યા (બા. ૩૧–૨૧). એણે ૧૨૦ વર્ષ રાજ્ય કર્યું હતું, જેમાં અફ્રાસ્યાબના ૧૨ વર્ષ પણ સમાયલાંછે, કે જે મુદ્દત સુધી મીનોચેહેર તેનાં લશકર સાથે તેને હાથ પહાડોમાં બંદ પડયો હતો અને અફ્રા- સીઆબે રાજ્ય કર્યું હતું (બા. ૩૪–૬). દાદસ્તાનેદીનીમાં એને બન્ને (આસ્નીદે અને ગોશોસ્રુત) અક્કલ ધરાવતો જણાવ્યો છે. ત્યાં કહેછે કે

"અશો મીનોચેહેરની માફક બન્ને અક્કલ ધરાવનાર" (પા. ૯૭૬-૪બા. ૩૭–૩૫). મીનોખેરદ (બા.૩૧-૪૧ થી ૪૪) દુનિયામાં આગલા મહાન પુરૂષોથી આલમને શું શું ફાયદા થયા તે વર્ણવતાં મીનોચેહેર માટે કહેછે, કે તેણે પોતાના મોટા બાવા એરચના કિનામાં સેલમ અને તુરને મારી દૂનિયાને તેઓની હેરાન ગતીથી છુટી કીધી, અને વળી અફ્રાસ્યાબે ચોકસ કોલકરારથી તેની પાસેથી પાદશખ્વા- રગરથી તે દુજકો સુધીનો જે મુલક લેઇ લીધો હતો, તે મુલક એણે અફ્રાસ્યાબ પાસેથી પાછો છીનવી લેઈ ઇરાનના મુલકો સાથે જોડી નાખ્યો. અને ત્રીજું અફ્રાસ્યાબે (નદીના માર્ગ ફેરવી) કાંસુ દર્યાની હદ જે મોટી કરી હતી તે પણ તે અસલ હાલતમાં પાછો લાવ્યો. એક પેહેલવી રેવાયત પ્રમાણે મીનોચેહેરે પોતાના વડવા એરચના ખુનીઓ સેલમ અને તુરને માર્યા, તે દીન, અને અફ્રાસ્યાબના દોરમાંથી ઇરાની આલમને ઊપર પ્રમાણે છોડવી તે દીન, ખોરદાદ સાલનો હતો (પેહેલવી તેક્ષ્ટ III પા. ૩૧૪). શાહાનામા ઉપર આવતાં માલૂમ પડેછે કે ફીરદોસી પણ બુનદેહેશની માફક એના રાજ્યનાં વર્ષ ૧૨૦ જણાવે છે. બીજું બુનદેહેશમાં જે વાત કહેછે કે, મીનોચેહેર એક વખત અફ્રાસ્યાબને હાથે પાદશખ્વાર પહાડમાં કેદ પડયો હતો અને જે વાતને મીનોખેરદનો એક આડકતરો ઇશારો ટેકો આપેછે, તે વાત ફીરદોશીના શાહાનામામાંથી મળતી નથી, પણ મીરખોન્દની રોઝેતુસસ- ફામાંથી મળેછે, જે એ વાત તારીખે મઆજમને આધારે જણાવેછે. તે કેતાબ પ્રમાણે એક વખત અફ્રાસ્યાબે મીનોચેહેર ઊપર હુમલો કર્યો, અને મીનોચેહેર બતંગ આવી ગયો. ત્યારે તે આમલનો કિલ્લો જે

તબરીસ્તાનનો એક અજીત કિલ્લો હતો તેમાં ભરાઇ બેઠો અને થોડુંક પછી અફ્રાસ્યાબ ઉપર સુલેહ કરવાનો પેગામ કહેવાડયો. પછી તેઓએ એવું નક્કી કર્યું કે મુલકની હદ નક્કી કરવાને આરીશ નામનાં એક સારા તીરઅંદાઝે દેમાવંદ પહાડ ઉપરથી તીર ફેંકવો. તે તીર જ્યાં જઇ પડે તે જગ્યા એ પાદશાહના મુલકની સિમા ગણાય. અરોશે તેમ કર્યું અને તે તીર સહવારથી છુટેલો છેક બપોરે જેહુન (ઓક્ષસ) ના કિનારાપર પડયો. એ પ્રમાણે ત્યારે એઓની હદ મુકરર થઇ. એવું દિસેછે કે આએ સુલેહનાં કોલકરારથી મીનોચેહેરને થોડોક મુલક અફ્રાસ્યાબને આપવો પડયો હોય. મીનોખેરદ ઉપર જે કોલકરાર નો ઇશારો કરેછે તે એ કોલકરાર હોય, અને જે મુલકો મીનોચેહેરે પાછા લેવાની વાત કહેછે તે એ મુલકો હોય. હવે બુનદેહેશ એજ બાબતના સંબંધમાં જે કહેછે કે મીનોચેહેર એ પહાડમાં બંદ પડયો ત્યારે અગ્રેરસે તેને અને તેના ઇરાની લશ્કરને છોડવ્યું તે બીનાને ફીરદોસી તેમજ મીરખોન્દ નોદરના રાજ્યમાં મેલેછે.

અગ્રેરસની એ સેવાનો ઇશારો યષ્ટોમાં પણ આવેછે, જેમાં લખવા પ્રમાણે શાહ કએખુસ્રુ, અગ્રેરસને અફ્રાસ્યાબે ઇરાનીઓની એ સેવા કરવા માટે મારી નાખ્યો હતો, તેનો કિનો અફ્રાસ્યાબ ઉપર લેવા દુઆ ગુજારેછે. બુનદેહેશમાં જે કહેછે કે મીનોચેહેરનો જન્મ મનુશ પહાડ ઉપર થયો હતો, તે બાબે ગેઝેતુસ સફાનો કર્તા મીરખોન્દ પણ લખેછે, કે જ્યારે એરચને તેના ભાઇઓ સલમ અને તુરે મારી નાખ્યો ત્યારે તેની એક બાયડી, જેને હમેલ હતા, તેણી 'માનુશ' નામના એક પહાડમાં નાહસી ગઇ. ત્યાં તેણીને પેટે મીનોચેહેરનો જન્મ થયો. એનું નામ એ માનુસ પહાડમાં જન્મ થવાથી માનુશ અથવા માનુશચેહેર પડયું. બુનદેહેશમાં ઉપર જણાવ્યા પ્રમાણે મીનોચેહેરે ફરાત (યુક્રેતીસ) નદીના સંબંધમાં કરેલા નેહેરના કામ વિષે જે ઇશારો આવ્યોછે તેને મીરખોન્દથી ટેકો મળેછે. એ કહેછે કે મીનોચેહેરે યુક્રેતીસ નદીની નેહેર ખોદી હતી અને ઇરાનમાં પાણી દાખલ કર્યું હતું. પેહેલવી જરથોસ્તનામું પણ એ બાબેનો ઇશારો કહેછે. તે કહેછે કે જ્યારે અફ્રાસીઆબે ઇરાનના શેહેરોમાંથી પાણી જે આબાદાનીનું મૂળ તે દૂર કરવાનું કામ કર્યું, ત્યારે મીનોચેહેરના

મકાનમાં સપંદારમદ (જમીન ઉપરનો મવક્કલ સ્ત્રી ફરેસતો) કનીઆ તરીકે આવી અને પાણી પાછું આપ્યું. તે વખતે સપંદારમદના તન ઉપર 'પદમોજન' (લેબાસ) હતો અને કમ્મર ઉપર સોનેરી કુસ્તી હતી. મીનોચેહેરે તે કુસ્તી પસંદ કરી અને બાંધવાને ઉલટમંદ થયો. વળી કહેછે કે એ સઘળી બીનાનો બનાવ પએગમબરની આગમચ ૬૨૮ માં વર્ષે બન્યો હતો. અફ્રાસીઆબે ઇરાનના મુલકોની નદીઓના માર્ગો ફેરવી નાખવાની અને તેમ કરી તે ઉપર આવેલાં શેહેરોને મળતાં પાણી બંદ કરવાની કોશેશનો ઇસારો દીનકર્દ (દફતર સાતમા) માં પણ આવેછે. પણ દીનકર્દ એ બનાવ ઉજુબે તેહેમાસ્પના રાજ્યમાં મળેછે. પેહેલવી જરથોસ્તનામામાં ઉપર જણાવવા પ્રમાણે મીનોચેહેરે કમ્મર ઉપર કુસ્તી બાંધવાનો જે ઇસારો આવેછે, તેને શીરદુસીથી પણ ટેકો મળેછે, જે એ પાદશાહને કુસ્તી બાંધતો જણાવેછે. પેહેલવી જરથોસ્તનામામાં, દીનકર્દમાં, વજરકર્દદીનીમાં, બુનદેહેશમાં એ પાદશાહને 'ઇરાન દહયુપત' એટલે ઈરાનનો દેશપતિ અથવા રાજા કહ્યોછે.

---

